ક્તિ ગ્રંથમાળા

વર્ષ પાંચમું

# માની વાણી યાને ઉપદેશામૃત








પ્રકાશક :

**श्री शक्ति साहित्य मंदिर**

स्टेशनरोड,

**नडिआद.**

॥ श्री माई प्रसन्नाऽस्तु ॥

શકિત ગ્રંથમાળા
ક્રમાંક ગ્રંથ ૧૬

વર્ષ પાંચમું
પુસ્તક ૪ થું

# માની વાણી યાને ઉપદેશામૃત


લેખક અને પ્રકાશક:
કેશવલાલ ભવાનીશંકર પંડયા.


લેખક સુજને નવ ગણો, લેખક મારી મા;
ચાકર-લહીઓ મા તણો, પ્રેરક મારી મા.
પેઢી ચાલે 'મા' તણી, તેનું છે આ કામ;
જગકારણે જણાવીયું, 'લેખક' મારૂં નામ.


શ્રી શકિત સાહિત્ય મંદિર, સ્ટેશનરોડ—નડિઆદ.

મૂલ્ય: ૭ આના પો. ખ. જુદુ.

પ્રકાશક :

श्री शक्ति साहित्य मंदिर-नडिआद.

તરફથી

કેશવલાલ ભવાનીશંકર પંડ્યા.

સ્ટેશનરોડ, નડિઆદ.





પ્રથમાવૃતિ
પ્રત ૭૫૦



જેઠસુદી ૧૫
સં ૧૯૯૭



મુદ્રક :
કેશવલાલ ભવાનીશંકર
પંડ્યા.

મુદ્રણાસ્થાન :
શ્રી શકિત મુદ્રણાલય,
સ્ટેશનરોડ-નડિઆદ.

# કંઈક

**માની વાણી**–હૃદયાસન પર બીરાજી રહેલી મા, બાળકને પ્રેરણા અર્પે તે માની વાણીજ છે. ભલા! શામાટે તેને બાળકની વાણી માનવી?

**માની વાણી**–સાહિત્યની સુરભી નથી. શબ્દ રચના, વાકય રચના કે વ્યાકરણની શુદ્ધતા નથી. તે તો છે પ્રેરણાનું પૂર, અંતરનો ઇતિહાસ.

**માની વાણી**–આમાં યાંત્રિકની ખામી નથી પરંતુ બગડેલ 'કનિષ્ઠ' યંત્રની ખામી છે. ગાયકે ગાઇ નાખ્યું પરંતુ અવાજ ઝીલનાર રેડીઓ બગડેલ છે તેથી જગતને ઝીણો અવાજ લાગશે. મધુર ને મીઠું કયાંથી લાગે!

**માની વાણી**–સત્યાસત્યનો નિર્ણય કરવા બેસે પાર નહિ આવે. ઉંડા જવામાં કાદવજ આવશે. વહેતું જળ પીતાં કોઇને અમૃત તો કોઇને ઝેર જેવું લાગશે.

**માની વાણી**–જેને અમૃત મળે તે અમૃત દેનારી માને યાદ કરે, જેને ઝેર મળે તે કનિષ્ઠને ઝેર પાય, પણ માને દોષ ન દે. કનિષ્ઠને કડવું પીણું પીતાં તેનો ભવરોગ જશે માટે એટલી દયા તો કરશોજ.

કનિષ્ઠ કેશવ

# -:- વિનતી -:-

મા!

હું 'ગ્રંથમાળા' તે તારી બાળકી, પાંચ વર્ષ મેં પુરાં કર્યાં ત્યારે તને હજી પ્રણામ કરતાં શીખી.

હજી તો નથી સ્ફુરી મારા હૃદયમાં તારી ભકિત કે પ્રેમ-લાગણી!

પરંતુ

તું આમ મને અળખામણી રાખીશ તે કેમ પાલવશે? શું! છઠ્ઠા વર્ષમાં મને છાતી સરશી નહિ ચાંપે!

મા!

જો તુંજ મને ત્યજીશ, તો પછી જગતમાં મને કોણ સંભાળશે! તારે જો રખડતીજ રાખવી હતી તો પછી તારી કૂખે જન્માવી શા માટે?

મા!

અપરાધને ક્ષમા કર, તું તો દયાળી મા છે! પછી દયા કરીશ તેટલો મને તારામાં વિશ્વાસ છે.

તારી દયા યાચતી
તારી બાળકી,
'શકિત'-ગ્રંથમાળા

## અનુક્રમ

*





॥ श्री माई प्रसन्नास्तु ॥

# માની વાણી યાને ઉપદેશામૃત

## (૧) પૂજાનો આદર્શ

**સ્નાન-**

તું મને સ્નાન કરાવવાનો ડોળ કરે છે, તેના કરતાં પ્રથમ તુંજ મારી ભક્તિરૂપી નદીમાં સ્નાન કર તથા જ્યાં તારા બંધુઓ ન્હાતા-ધોતા નથી, ત્યાં તેવા ગંદા રૂપવાળામાં પણ હું જ્યાં રહેલી છું ત્યાં તું ગંગા-યમુના જેવા શુદ્ધ જળે મને સ્નાન કરાવ.

**વસ્ત્ર-**

તું મને મોઘાં મૂલાં વસ્ત્રો પરિધાન કરાવે છે તેના કરતાં તારા બંધુઓના રૂપમાં હું જ્યાં ફાટયાં તૂટયાં કપડાં પણ પહેરવા પામતી નથી ત્યાં મને વસ્ત્ર પહેરાવ.

**અલંકાર-**

તું મને જગતમાં તારી મોટાઇ બતાવવા સોના, ચાંદીના અલંકારો ધરાવે છે, તેના કરતાં જ્યાં મારાજ સ્વરૂપમાં તારી અનેક માતા-બ્હેનોનાં શિયળ-અલંકાર લુંટાઇ રહ્યા છે ત્યાં તું રક્ષા-લંકાર પહેરાવ.

ચંદન–

તું મને અષ્ટગંધ ઇત્યાદિ ચંદનનું વિલેપન કરે છે તેના કરતાં તારી જનનીના રૂપમાં જ્યાં હું તારાં દુષ્કૃત્યો માટે માથું કૂટું છું ત્યાં મને તારા સાચા પશ્ચાતાપના પ્રવાહથી મારા ઘાને ધોઈ પછીથી તારાં સુકૃત્યરૂપીનું સુંદર ચંદન ચઢાવ.

ફુલહાર–

મારે માટે તું વિધવિધ પ્રકારના સુગંધી પુષ્પોના હાર બનાવી મને રોજ પહેરાવે છે તેના કરતાં તારા સાચા હૃદયના પ્રેમ–પુષ્પોને સેવાના સૂત્રે ગૂંથી તારી જનનીના રૂપમાં જ્યાં હું છું; ત્યાં મને ચઢાવી મારા અંતરને ઠાર.

દીપ–

તું દીવાઓ પ્રગટી મોટી મોટી રોશની કરે છે, તેના કરતાં તારી આસપાસમાં તારા બંધુઓમાં જ્યાં અજ્ઞાન–અંધકાર છવાયો છે ત્યાં જ્ઞાનદીપ પ્રકટાવ.

ધૂપ–

તું મારી પાસે વિધવિધ પ્રકારના સુગંધીયુક્ત ધૂપ સળગાવે છે, તેના કરતાં તારાજ આત્મામાં મારા નામની પ્રેમસુવાસ જગાડ તથા તારા બંધુઓના રૂપમાં જ્યાં હું મલીન વાતાવરણમાં પડી રહી છું; ત્યાં સુગંધીયુક્ત મીઠી હવાની અમી ચખાડ.

નૈવેદ્ય-

તું મને નૈવેદ્ય ધરાવી તારૂંજ પેટ ભરે છે તેના કરતાં તારા બંધુઓના રૂપમાં જ્યાં હું ભૂખે મરૂં છું; ત્યાં મને એક ટુકડા રોટલાનું પણ નૈવેદ્ય ધરાવ.

આરતી-

તું મને ઘીની બત્તીઓથી આરતી ઉતારે છે. તેના કરતાં તારી દસે ઇન્દ્રીઓને વશ કરી મારા તરફ પૂર્ણ લક્ષ્યથી જો. મારાં બાલુડાંને પ્રેમભર્યો આવકાર આપ તે મારા માટે આરતી સમાનજ છે.

ભેટ-

મારા નામે જ્યાં મંદિરોમાં ધનના ઢગલા થાય છે ને તેનો દુરુપયોગ થઈ રહેલો છે, ત્યાં મારી માનતા નિમિત્તે ભેટ ન ધરતાં, જ્યાં મારા નામ પર ગરીબી દેખાઇ આવતી હોય, જ્યાંથી મારી ભકિતના સૂરો તને સંભળાતા હોય, જ્યાં મારી સેવાના કાર્યમાં તન, મન, ધન ખર્ચાઇ રહ્યાં હોય ત્યાં મને ભેટ ધર.

*

માની મૂર્તિપૂજામાંથી પણ કેવા સુંદર ભાવો ખડા કરી શકાય છે? 'મા'ની આ વાણી વિશાળ દષ્ટિના માનસવાળા માટે છે. અગર તો જ્યાં ભાવ વિનાની સેવા-પૂજા કેવળ દંભરૂપે થતી હોય તેવાઓ માટે એક બોધ-પાઠ રૂપે છે.



## (૨) માને શું પસંદ છે?

એક શ્રીમંત માઇબંધુ જ્યારે જ્યારે પત્ર લખે કે, જ્યારે જ્યારે મળે ત્યારે ત્યારે તેઓ તેમની સેવા-પૂજાનીજ બડાઈઓ હાંકયા કરે. "હમણાં મેં સુંદર સિંહાસન ચાંદીનું બનાવ્યું છે, માને દૂધ પીવા સોનાની વાડકી બનાવી છે." આવી આવી વારંવાર બડાઇઓ તેમની હોયજ. આ સ્થળે માની વાણી સંભળાય છે કે, "જેઓને ઐશ્વર્ય પ્રિય હોય છે તેઓ એમજ સમજે છે કે માને પણ ઐશ્વર્ય પ્રિય છે. માના ઐશ્વર્યની પ્રશંસા કરીશું તો મા પ્રસન્ન થશે; પરંતુ જેમની નજરે ધન દોલત છે તે માની નજર આગળ શા વિસાતમાં છે? મા ભાવની ભૂખી છે તેને ખાવા-પીવા માટે સોના-ચાંદીના વાસણની જરૂર નથી. તે તો માટીના વાસણમાં જમે છે. જેની પાસે માએ દ્રવ્ય આપ્યું હોય તેઓ ભાવસહિત માના માટે દ્રવ્યનો તેવો ઉપયોગ કરે તો તે પ્રશંસનીય છે બાકી પોતાનુંજ ઐશ્વર્ય બતાવવા તેમ કરતા હોય તો તે માની પૂજા કે મા પ્રત્યેનો પ્રેમ બતાવતા નથી પરંતુ ઉલટા જગતને અને માને છેતરે છે.

મા ઐશ્વર્યથી પ્રસન્ન થતીજ નથી. તે તો ભકિતથીજ પ્રસન્ન થાય છે. તેને શું પ્રિય છે? પૈસા ઘરેણાં નહિ; પરંતુ તેને તો ભાવ, ભકિત, પ્રેમ, વિવેક, વૈરાગ્ય એવા એવા ગુણો પ્રિય છે.

---

## (૩) માતાના મંદિરમાં ચોરી

અમદાવાદના મોટાપરાના બહુચરાજીના મંદિરમાં ચોરી થઇ ને માતાજીના શણગાર ચોર લઇ ગયા. આ સંબંધમાં એક ભાઇએ મને જણાવ્યું કે, "માતા તો જાગતી જ્યોત છે, છતાં આમ શાથી બન્યું કે તેમના શરીર પરના દાગીના ચોરો લઇ જાય ને ચોરોને માતા કંઈ ન કરે ?"

આ સ્થળે બે વાણી સંભળાય છે. એક તો આપણી દૃષ્ટિએ જે ઘરેણાં છે, પરંતુ માની નજરમાં તો તે માટી બરાબર છે. જેની વિભૂતિ સાક્ષાત્ લક્ષ્મી સ્વરૂપ છે તેને મનુષ્યોએ પહેરાવેલાં બે ચાર ઘરેણાં ચોરાઈ જાય તેની શું પરવા ?

બીજું આપણે મા પર તેટલો વિશ્વાસે કયાં રાખીએ છીએ ? માને તો એક મૂર્તિ જેવી માની ને રાત્રે મંદિરનાં બારણાં બંધ કરતાં ખાસું દોઢશેરનું તાળું લગાવીએ છીએ ! અંદર માણસ હોય તો તાળું લગાવીએ કે ? જ્યાં મા-સજીવ છે તેવો ભાવજ હૃદયમાં ન હોય પછી તે મૂર્તિ પથ્થર જેવીજ રહે ને ? પથ્થર કદી કશું કરે ખરો કે ? બીજું ચોરને તેના પાપકર્મનો બદલો વ્હેલો નહિ તો મોડો પણ મળ્યા વિના તો નથીજ રહેવાનો.



## (૪) એકને જુવો અનેકને નહિ

એક વખત કારણ પ્રસંગે હું વડોદરા ગયેલો ત્યાંથી બપોરની ટ્રેનમાં તુરત પાછો ફર્યો. સ્ટેશન પર આવીને

સામા પ્લેટફોર્મ પર જવા માટે દાદર ચઢવાનો હતો. દાદર ચઢતાં મારી આગળ એક ફેશનેબલ બ્હેન એક ભીખારીને પોતાના હાથનો ટેકો આપીને દાદરનાં પગથીયાં ચઢાવતી હતી. મને જરા આશ્ચર્ય લાગ્યું કે આ ભાગ્ય-શાળી બ્હેન કોણ હશે ? પૂલ ઉતરીને તેઓ સામે પડેલા ખાલી ડબ્બામાં બેઠાં. જોતાં જણાયું કે તે બ્હેન નાચ-ગાન કરનારી એક નાયિકા હતી જ્યારે પેલો ભીખારી એક સાંઇબાવા–ફકીર હતો.

આ નાયિકાની સાથે પછીથી બીજી બે નાયિકા આવીને બેઠી. સ્ટેશન પરના લોકો આ સુંદર રૂપવાળી બ્હેનો તરફ મીટ માંડીને જોઇ રહ્યા હતા; પરંતુ તે ત્રણેનું લક્ષ પેલા સાંઈબાવા તરફ હતું. ઘડીકમાં સાંઇબાવાને ચાનો પ્યાલો પાય, ઘડીકમાં પાન ખવરાવે ને સીગારેટ ચેતાવીને સાંઇબાવાના મુખમાં ઘાલે ત્યારે તે સીગારેટ પીવે. સાંઈબાવાનું લક્ષ કોઈ જુદીજ દીશા તરફ હતું તેઓ તો ઉંચે આકાશ તરફજ જોઇ રહ્યા હતા. એક પણ અક્ષર ન બોલે કે નજર બીજે ફેરવે.

ટુંક સમયમાંજ બધું રહસ્ય સમજાઇ ગયું. આ સ્થળે માની વાણી એ છે કે, "સાંઇબાવાના પ્રમાણે એકનેજ નિહાળો. જો માઇને નિહાળશો તો તેમાં બધું આવી જાય છે. જુદા જુદા જગતના પદાર્થોને નિહાળવામાં સમય વ્યર્થ જાય છે; ને તે વસ્તુઓ છેવટે નાશવંત છે. ત્યાગનો

સાચો અર્થ એ કે પાસે હોવા છતાં પણ જે તેનો ઉપયોગ ન કરે તેનું નામ સાચો ત્યાગ. દૂર ઉભા રહેલામાંના કેટલાક જ્યારે આ ત્રણેના મુખ તરફ ધારી ધારીને જોઇ રહ્યા હતા ને પોતાના તરફ નજરની એક મીંટ માંડે તેની આશા સેવતા હતા ત્યારે સાંઇબાવા તો ત્રણ રંડીઓ સેવામાં હાજર હતી પરંતુ તેમનું લક્ષ્ય નહોતું તેમનું રૂપ જોવામાં કે નહોતું તેની મીઠી વાણી સાંભળવામાં ! શું આ ત્યાગ ઓછો કહેવાય ! ”

પૂર્ણ સમજુત માટે પૂછતાં જણાયું કે તે ત્રણે નાયિકા અમદાવાદ જલસો કરવા જાય છે. સાંઇબાવાને થોડાકજ દિવસથી તેઓ ગુરુ રૂપે માને છે, ને તેમના મૌનપણાના સહવાસ માત્રથીજ ત્રણેને આનંદ છે. સાંઇ આખો દિવસ ને રાત ઉંચેજ જોઇ રહે છે સાંઇના સહવાસ માત્રથીજ આ ત્રણે પ્રથમ ઘણીજ તુમાખી-મિજાજવાળી હતી તે હવે નમ્ર બની છે.

આ સ્થળે પણ આપણને જાણવાનું મળે છે કે, સજ્જનના પલવારના સહવાસમાં પણ લાભ છે. સંત-સેવા તે પ્રથમ પગથીયું છે ને તે પગથીએ ચઢતાં આગળ વધી શકાય છે. પોતાનો ધંધો નીચ હોવા છતાં યે સાંઇની સેવા સ્વીકારી તે તેમના માટે ઓછું ન કહેવાય !



## (૫) કુંડળ અને કાન

એક દિવસ માનું કુંડળ જરા ઉખડી ગયું તેને બરાબર કરવા માટે કુંડળ ખેંચાયું ને હૃદયમાં સહજ ઝણઝણાટી થઇ કે, "મા તું સજીવ હોઉં તો કેટલું દર્દ તારા કાને થાય ?"

મા જાગતી જ્યોત, તેનામાં પ્રાણપ્રતિષ્ઠાની પૂર્ણ ભાવના હોવા છતાંયે એક લીલા કરવા માટેજ સહજ મનુષ્ય સ્વભાવ પ્રમાણે જણાવેલ ઝણઝણાટી થઇ ગઇ. પછી તેનો ભાવ ભજવાયા વિના બાકી રહે કે ? તેજ રાત્રે મારા કાનમાં ઓચીંતા સજ્જડ સણકા આવ્યા. આખી રાત્રી રડવામાં કાઢી પરંતુ માનું માયાવી આવરણ છવાયેલું જેથી પેલી ઝણઝણાટી યાદ ન આવી તે નજ આવી. સવારે ન છુટકે ડોકટરને બતાવ્યું. તેને સમજણજ પડી નહિ. છતાં દવા કરી દસબાર દિવસ નીકળી ગયા. એક રાત્રે પૂજામાં બેસતાંજ માનું તેજ કુંડળ સહજ હાલ્યું ને મા હસતી જણાઈ. તુરતજ હૃદયમાં પ્રેરણા થઈ કે "કેમ સજીવની ખબર હવે પડીને ?"

હું મારી ભૂલ સમજ્યો. માને પ્રાર્થના કરી, દવા બંધ કરી ને કાનમાં તુરતજ આરામ થઇ ગયો.

આ ઉપરથી એટલુંજ સમજવાનું કે, માની મૂર્તિ કે છબી હોય તેને મૂર્તિ કે છબીરૂપેજ માનીને ન બેસી રહો. એ જગજનની જીવતી જાગતી માજ છે.

---

## (૬) મા છે કે? ને છે તો તે કેમ મળે?

ગરમીના દિવસોમાં બપોરનો તાપ તો ત્રાહ ત્રાહ પોકારાવે છે એક દિવસ અમદાવાદથી એક માઇબંધુ આવા તાપના સમયે બપોરની અઢીની ટ્રેનમાં મને મળવા આવ્યા. કાર્યાલયમાં આવીને ખુરશીમાં બેઠા. તેમનું શરીર જરા વધુ મેદવાળુ હતું ને પાછી બપોરની ગરમી જેથી પરસેવાથી તે ઝેબઝેબ થઈ ગયા હતા. પંખાના અભાવે હવા ખાવા પૂઠું આપ્યું તેનાથી પંખો ખાતાં ખાતાં પ્રશ્ન કર્યો કે, "આ કલિયુગમાં મા છે કે? ને છે તો તેને કેવી રીતે મેળવાય?"

આ ભાઈ ડોકટર હતા. પોતે માને માનનારા હોવા છતાં માત્ર પરિક્ષા કરવા પૂરતાજ આવેલા હતા, તેમ તેમનું લલાટ કહેતું હતું. પ્રથમ તો તેમની તે ગુપ્ત વાતનો ઉકેલ કર્યો, જેથી શાંત થયા. પછી આ સ્થળે માની વાણી એ સમજાઈ કે, "ભાઈ! જેમ હવા બધા સ્થળે છે; છતાં તેને આપણે જોઇ શકતા નથી. પરંતુ સ્પર્શથી જાણીએ છીએ કે હવા વિના મનુષ્ય ઘડીવાર ન જીવી શકે. બીજું તે હવાને આ ગરમીના દિવસોમાં વધુ મેળવવા તમો આ પુઠું હલાવી રહ્યા છો. પુઠું હલાવવાથી પવન આવે છે ને કંઇક ઠંડક વળે છે. વળી તેથી વધુ હવા મેળવવા ઘેર ઇલેકટ્રીક પંખો પણ રાખ્યો હશે. ને બહારની ગરમી મકાનમાં વધુ ન આવે તેટલા માટે ખાસી મજાની

સુંગધીદાર પાણીથી ભીંજવેલી ખસની ટટ્ટીઓ પણ બારી બારણે બાંધતા હશો. આટઆટલું ગરમીના દિવસોમાં તે હવાને વધુ મેળવવા પ્રયત્નો કરો છો; પરંતુ કુદરતી પવન જ્યારે આપોઆપ આવતો હશે ત્યારે તો આ સાધનો દ્વારા મેળવેલા પવનની ઠંડક કરતાં વધુ ઠંડકજ અનુભવતા હશો.

આજ પ્રમાણે આ દૃષ્ટાંત પરથી મા છે ને તેને મેળવવાનો ઉપાય જડી આવે છે.

જુઓ હવા છે તેની તો ખાત્રી થઇ. તેને નજરે જોતા નથી; પરંતુ તેના સ્પર્શ-કે હવામાનથી જાણીએ છીએ કે હવા છે. જેમ હવા છે તેમ મા છે. રચેલી સૃષ્ટિ પરથી તેનો કોઇ નિયામક તો છેજ. જ્યારે માની રચેલી એક વસ્તુ હવા તેને નજરે નિહાળી શકાતી નથી તો પછી માને નજરે જોવા પ્રયત્ન તો કરવો પડેને? હવા છે છતાં ગરમીથી આકુળ વ્યાકુળ બનવાથી શાંતિ મેળવવા પુઠું હલાવવું પડે છે. તેમ પ્રથમ હવાની માફક મા છે તેની ખાત્રી રાખીને, હૃદયમાં દૃઢ વિશ્વાસ રાખીને, માને મેળવવા પ્રેમરૂપી પુઠું હલાવવું પડે છે. પ્રેમ જાગ્રત થતાં ભકિત રૂપી ઇલેકટ્રીક પંખો ચલાવવો પડે તથા દયા ને નિર્મળતાની હૃદયની બારીએ ટટ્ટીઓ બાંધવી પડે. પછી જેમ ઠંડો પવન વધુ મેળવો છો તેમ માને મેળવી શકશો.

જેમ પવન વધુ મેળવવાના બધા પ્રયત્નો કરીએ છીએ ને પવનને મેળવીએ છીએ; પરંતુ જ્યારે આપોઆપ

પવન વાય છે ત્યારે તેની ઠંડક જુદીજ રહે છે. તેમ માને માટે પણ છે. માને તમે શોધો ને મેળવો પરંતુ પૂર્વકર્મના સંચીતથી સહજ પ્રયત્ન વિના પણ માની કૃપા–ઈચ્છાએ મા બાળકને દોડતી આવતી મળે છે તે આનંદ કંઇ જુદોજ હોય છે. બાળક માને બોલાવે ને મા આવે તે આનંદ જુદો, ને માને બાળક પ્રત્યેનો ઓચીંતો ઉમળકો થતાં દોડી આવી ને બાળકને તેડે તે આનંદ જુદો જ હોય છે.

મા છે ને તેને કેવી રીતે મેળવાય તે એક સાધારણ આ હવાના દ્દષ્ટાંત પરથીજ સમજાયું.



## (૭) બોલતું માટીનું ઢેકું

હાથપગ ધોવા માટે મૂકેલ માટીનું ઢેકું ગબડીને ચોકડીમાં પડયું. હું સ્નાન કરવા બેઠો ને પાણીના રેલાથી તે ઢેકું ધીમે ધીમે ઓગળવા લાગ્યું. છેવટે નાહી રહેતાં તે બીચારૂં બધું યે ઓગળી ગયું. હું ન્હાતાં ન્હાતાં તે જોઈ રહ્યો હતો જેથી વિચારમાં જરા સ્તબ્ધ બન્યો. પત્નીશ્રી રૂમાલ લઈને ઉભાં રહેલાં તે બોલી ઉઠયાં:

"કેમ સ્તબ્ધ બની ગયા છો?"

તેમના પ્રશ્નથી જાગ્રત થયો. મેં કહ્યું, "આ જગાએ માટીનું ઢેકુ હતું તે બીચારૂં પાણીથી ઓગળી જઈ વણાઈ ગયું."

"ઓગળી જાય તેમાં નવાઈ શી ?"

"નવાઇ તો નથી. અનાદિકાળથીજ ચાલતું આવ્યું છે કે ભલભલા તપસ્વી મુનિઓ એ મોહરૂપી સરીતામાં તણાઈ જાય છે તેમ તે ઢેફુ મને પણ કહેતું ગયું કે, "ભાઇ હું તો આ મોહ-સરીતાથી તણાઉં છું. મારા શરીરના ટુકડે ટુકડા થઇ ગયા ને છેવટે પાછું જ્યાં પાણી અટકશે ત્યાં પણ મને તેની નીચે માટીમાંથી કાદવ બનાવી દટણમાં દાબશે ને તે મારી ઉપર બેસશે. જો હું પથ્થર જેવું કઠણ હોત તો તે લોટો પાણી મારો સ્પર્શ કરીને ચાલ્યું જાત તોપણ મને તેનાથી નુકશાન ન થાત."

મોહ એ કેવી ભયાનક વસ્તુ છે? સહજ તેનો સ્પર્શ થયો કે બધું નાશ. માટે તેવા પ્રસંગોમાં કાં તો આવવુંજ ન જોઇએ ને આવ્યા હોઈએ તો પથ્થર જેવું મન રાખવું જોઇએ કે જેથી તેની અસર ન થાય. માટીના ઢેફની માફક ઓગળી જઇને છેવટે કાદવ બની નર્કાગારરૂપી દટણમાં જવા વખત ન આવે.

---

## (૮) કબજો અને અસ્તર

મારાં પત્નીશ્રી તેમને પહેરવાનો નવો કબજો શીવડાવી લાવ્યાં ને તેમણે પહેરેલો જુનો કબજો બતાવતાં બોલ્યાં કે, "જુઓ અસ્તરમાં આટલો ફેર! આ કબજાની બાંહ્ય ફાટી ગઇ છે, પરંતુ અસ્તરવાળો ભાગ હજી જેવો ને તેવો

છે. અસ્તર ફાટી ગયું પરંતુ તે જગ્યાનું કપડું હજી તેવું ને તેવું છે."

"બરાબર છે. અસ્તર વિનાની સર્વ વસ્તુનું આયુષ્ય થોડું હોય છે. એક કપડાની કાળજી માટે અસ્તરની જરૂર રહે છે તેવું આ શરીર રૂપી મળેલ કપડું સાચવવા જો યમ-નિયમોનું પાલન ને આહાર-વિહારની યોગ્યતા રૂપી અસ્તર ન લગાવીએ તો તે જલદી ફાટી જાય છે આજે ફાટી નીકળેલા હજારો જાતના રોગોને ભોગ થતાં આપણે સર્વે એ અસ્તરના અભાવેજ છીએને!

બીજું મનની તળે એટલે મનના ઉંડાણમાં જો ભકિતરૂપી અસ્તર લગાવેલ હોય તો તે મન જ્યાં ત્યાં ફરતું હોય તોએ ઓછુંજ ઘસાયને? વળી મન તે આત્માનું અસ્તર છે. જેમ અસ્તર સારૂં ને ટકાઉ તેમ કપડાનું રક્ષણ થાય તેમ મન જેટલું શુદ્ધ તેટલું તે અસ્તરરૂપે મજબુત. જેનું મન મજબુત ને નિર્મળ, તેનો આત્મા દિવ્ય માર્ગેજ દોડવાનો—ને માના દર્શનની ઝાંખી પામવાનો. કહો અસ્તરમાં કેટલો બધો ગુણ છે?

---

## (૯) પાટીયું ને લાકડું

એક દિવસ પત્નીશ્રીએ જણાવ્યું કે, "આ વખતે લાકડામાં બધાં પાટીયાંજ આવ્યાં છે જેથી ભડભડ બળી જાય છે. ના તેનો સરખો તાપ લાગે કે ના તેનો કોલસો પડે, વળી વપરાય છે પણ વધારે."

"આપનું કહેવું બરાબર છે, જુઓને એ પાટીઆની માફક આપણો આ દેહ પણ એક દિવસ ભડભડ બળી જવાનો છે. બાવળનું લાકડું બળીને એક સરખો તાપ આપે છે ને પછીથી પાછો કોલસો આપે છે ત્યારે આપણે તો કશું કરી શકતાં નથી. મનુષ્ય જીવન મેળવીને જેઓ ભકિતરૂપી કંઇ પણ કર્મ કરતાં નથી ને ખાલી સંસારીક ઘટમાળમાંજ પરોવાઇને પોતાના જીવનને વેડફી નાખે છે તે આ પાટીયાના જેવાંજ છે. જેઓ કંઇ પણ સતકર્મ કરતાં મનુષ્ય જીવન વ્યતિત કરે છે તેમનું જીવન બાવળના લાકડા સમાન છે. જેમ લાકડાના પછીથી કોલસા ઉપયોગમાં આવે છે તેમ સારા મનુષ્યનાં કરેલાં કર્મો જગતને તેના સદ્ગત બાદ પણ ઉપયોગી થઇ પડે છે.

પાટીયામાં ચીકાશ ને મજબુતાઇ નથી જેથી તે ભડભડ બળી જાય છે જ્યારે બાવળના લાકડામાં તે ગુણો હોવાથી તે એક સરખાં બળે છે. આવીજ રીતે મનુષ્યજીવન તો બધાંય પસાર કરે છે, પરંતુ તેમાં કોઇ ભકિતરૂપી ચીકાશ લગાવીને યમ-તપ, ને વ્રત વિગેરેથી ઇન્દ્રીઓને વશમાં રાખી, મનને મજબુત બનાવી પોતાનું મનુષ્યજીવન સરળ ને શાંત રીતે આદર્શભર્યું વીતાવે છે.

એ પાટીયાં બીચારાં બળતાં બળતાં પણ આપણને કહી રહ્યાં છે કે; "તમે મારા જેવું જીવન ન વીતાવો. બાવળના લાકડા જેવું વીતાવો કે જે પાછળથી જેમ કોલસા પણ આપે છે તેમ તમે કંઇક પણ જગતપયોગી કાર્યો કરો."

---

## (૧૦) દાતણુ ફાટયાં ને પાપ નાઠાં

અમારા ઘર સામે એક ડોશીમા રહે છે. તેમને અમો બધાં માશી કહીએ છીએ. તે સવારમાં દાતણુ કરીને રોજ બોલે કે, "દાતણુ ફાટયાં ને પાપ નાઠાં."

એક દિવસ પત્નીશ્રીએ પ્રશ્ન કર્યો કે, "આ માશી રોજ કહે છે કે "દાતણુ ફાટયાં ને પાપ નાઠાં." તો શું તેથી પાપ જતાં રહેતાં હશે?"

"હા, જાય પણુ ખરાં અને ન જાય પણુ ખરાં. તેમાં બે ભાવનું સૂચન છે. પ્રાતઃકાળમાં દાતણુ કરવું તે મુખ-શુદ્ધિનું કાર્ય છે. જેમ દાતણુથી મુખશુદ્ધિ થાય છે તેમ માના નામસ્મરણુથી મનની શુદ્ધિ થાય છે. જ્યાં સુધી મનની શુદ્ધિ થઈ ન હોય ત્યાં સુધી તે પાપ જતાં નથી. જેમ દાતણુથી મુખનો મેલ કાઢી નાખી પાણીથી મુખ ધોવાય છે. તેમ પશ્ચાત્તાપરૂપી પાણીથી મન ધોવાય તો કરેલ પાપ નાશ પામે છે. જેમ મુખ સાફ કરવામાં દાતણુ અને પાણીની બંનેની જરૂર છે તેમ મન સાફ કરવા માનું નામસ્મરણુ અને પશ્ચાત્તાય બંનેની જરૂર છે. કરેલ પાપ-કર્મોના પશ્ચાત્તાપ સિવાય એકલું નામસ્મરણુ નકામું છે. રોજ નામસ્મરણુ કર્યા કરીએ ને બીજી બાજુ પાપકર્મો કર્યા કરીએ તે તે નિરર્થક છે

મોઢેથી એકલું 'દાંતણુ ફાટયાં ને પાપ નાઠાં' કહેવાથી પાપ નાશ નથી પામતાં પરંતુ એ દાતણુ સૂચવે છે તે પ્રમાણે કરવાથી પાપ નાશ પામે છે.

જુઓ પ્રથમ તો દાતણુને આપણે એક બાજુએથી સારૂં ચાવીને ચુરો કરીએ છીએ. પછી તેના ઉભા બે ચીરા કરીએ છીએ પછીથી તે બંને ચીરીને પણ વચ્ચેથી વાળીને જીભ પરની લીલ ઉતારીએ છીએ.

આજ પ્રમાણે મનને પશ્ચાત્તાપથી ચાવી નાખવું જોઈએ. પછી તે ભમતું મન જ્યાં બરાબર ચવાયું એટલે જ્ઞાન અને પ્રેમની બે વિભાગરૂપી તેની ચીરી કરી નાખવી, અને ત્યારપછી લીલ ઉતારવા દાતણુની ચીરીને જેમ વાળીએ છીએ તેમ જ્ઞાન અને પ્રેમને વાળવું જોઇએ. દાતણુ સૂકુ હોય તો તેની ચીરી વળતી નથી પરંતુ બે કકડા થઇ જાય છે ને લીલું હોય તો તે વળી શકે છે. તેમ જ્ઞાન અને પ્રેમને ભકિતમાર્ગે કરીને લીલું રાખવું જોઈએ. એકલું લૂખું સૂકું જ્ઞાન અને આશકિતવાળો પ્રેમ નકામો છે. જ્યાં જ્ઞાન પ્રેમરૂપી બે ચીરીઓ નમી એટલે આ ભવનો તો શું પરંતુ પરભવનો પણ રહેલો મેલ નાશ પામશે. દાતણુની માફક જેમ 'દાતણુ ફાટયાં ને પાપ નાઠાં' તેમ જ્ઞાન–પ્રેમ રૂપી જ્યાં બે ચીરીઓ સીધે સીધી ઉતરી ત્યાં પછી પાપ નાઠા વિના બાકી રહે કે?

જો ભાવ વિના અને સમજ વિના રોજ કહીએ કે, 'દાતણુ ફાટયાં ને પાપ નાઠાં.' તેથી કંઈ પાપ જતાં નથી પરંતુ દાતણુ જેમ ચીરાય છે ને તે કહે છે ને પાછાં કરી બતાવે છે તે પ્રમાણે વર્તીએ તો પાપ નાશે.

## (૧૧) રંગીત ભીનો ચોરસો ને ચાદર

"આ ચાદરને આવા ડાઘ શાના પડયા ?" મારી પથારીની ચાદરને લાલ ડાઘ પડેલા જોતાં મારી પત્નીને મેં પૂછયું. તેમણે જણાવ્યું કે, "લાલ ચોરસો ધોવા નાખ્યો હતો ને ભગુએ પલાળેલા ચોરસા પર ચાદર નાખી જેથી ચોરસાના ડાઘ પડયા છે."

ડાઘ તરફ જોતાં હું જરા વિચારમાં પડયો. પત્નીશ્રી બોલી ઉઠયાં, "શો વિચાર કરો છો ? એ ડાઘ કશું કહે છે ?"

"હા, એ ડાઘ કંઈક કહી રહ્યો છે. રંગીન ચોરસો ચોકડીમાં ભીનો પડેલો તેના પર બાળકે અણસમજમાં કોરી ચાદર ચોકડીમાં નાખતાં ચોરસા પર પડી ને પરીણામમાં કોરી ચાદરને પણ ડાઘ પડયો.

ઘરમાં એકજ મનુષ્ય જો ભકિતરંગમાં આ ચોરસાની માફક રંગાએલ હોય તો બીજાં કોરાં રહેનારને પણ રંગી શકે છે. જો એ રંગીન ચોરસો કોરો હોત તો રંગ ન લાગત પરંતુ તે પાણીથી પલાળેલો હતો એટલે બીજાને રંગ લગાડયો. ચાદર કોરી હતી ને સહજ ચોરસા પર પડી તો તેના પર તેટલા ભાગમાં તેનો રંગ લાગ્યો; પરંતુ જો તે ચાદર ભીની બરાબર હોત ને ચોરસા સાથે બરાબર એકઠી થયેલી ડોલમાં રહેલી હોત તો વધારે રંગ બેસત.

આજ પ્રમાણે પ્રેમરૂપી પાણી અને ભકિતરૂપી રંગમાં બોળેલું આ શરીર હોય તો બીજા કેટલા બધાંને રંગી

નાખે? વળી ચાદર જેમ કોરી હતી તેમ તમે કોરાં રહેશો તો બરાબર નહિ રંગાઇ શકો માટે ચોરસાની માફક ભીંનાં બનો તો બંનેને એક સરખો રંગ લાગે ને તે રંગ જોઈને આપણી મા વ્હાલથી આપણને રમાડે.

ઘરમાં પુરૂષ ભકિતવાન હોય ને સ્ત્રી અતડી રહેતી હોય તો પણ કોઇક દિવસે ચોરસો–ચાદર ભેગાં થતાં જેમ ચાદરને સહજ લાલ ડાઘ પડયો તેમ સ્ત્રીને માના રંગમાં સહજ પણ ડાઘ પડયા વિના નહિ રહે. ને તે પાકા રંગનો સહજ ડાઘ ધોવાઈ જતો ન હોવાથી તે ચાદરને પણ છેવટે રંગીન ચોરસાની માફક લાલ રંગે રંગાયા વિના છુટકોજ નથી.

બાળક ભગુએ અણસમજમાં ચોરસાપર ચાદર નાખી; પરંતુ આપણી મા તો દરેકને એક દિવસ એવો આપે છે કે ભકિતવાન સ્ત્રી હોય કે પુરૂષ હોય પણ તે બંનેને રંગી નાખે છેજ. રંગાનારાં સમજતાં નથી ને રંગાતા જાય છે. એ માની લીલા ન્યારીજ છે!

## (૧૨) જ્યોત અને મોગરો

માની પાસે અખંડ જ્યોત ઝળહળે છે કોઈ કારણસર વારંવાર મોગરો આવવા લાગ્યો ને જ્યોતનો પ્રકાશ આછો દેખાયો.

પત્ની બોલી ઉઠયાં; "આજે કેમ જ્યોત આમ બળે છે?"

"મોગરાને લીધે જ્યોત ઝાંખી બળે છે. મોગરો વારંવાર આવે છે તેનું કારણ, રૂ જરા ખરાબ આવ્યું છે. અંદર કીસ્તી હોવાથી વારંવાર મોગરા આવે છે."

જુઓ, મોગરાને લીધે આ જ્યોતનો ઝાંખો પ્રકાશ લાગે છે તેમ આપણી જીવનજ્યોતમાં પણ મોહરૂપી મોગરો આવતાં ઝાંખો પ્રકાશ લાગે છે.

હૃદયરૂપી કોડીઆમાં જ્ઞાનરૂપી ઘી ભરેલું છે ને ભકિત રૂપી દીવેટ મૂકી છે; પરંતુ ગુરુના સંતસંગરૂપી ઘર્ષણ સિવાય તે જ્યોત ચેતતી નથી. જ્યોત ચેતી પરંતુ તેમાં કામ, ક્રોધ, મદ, મોહ રૂપી મોગરો કોઈક દિવસે પણ આવી ગયો તો તે જ્યોત ઝાંખીજ બળવાની. જેમ ઘીની અખંડ જ્યોતની બત્તીને આવેલો મોગરો કાતરથી કાપી નાખતાં જ્યોત સારો પ્રકાશ આપે છે તેમ કામ, ક્રોધ, લોભ, મોહરૂપી એ મોગરાને માના નામસ્મરણ રૂપી કાતર વડે વારંવાર કાપતા રહીએ તો આપણી જીવન-જ્યોત અખંડ ઝળહળ્યા કરે છે.



## (૧૩) દૂધ અને ઘી

નૈવેદ્યમાં માને સવારમાં દૂધ ધરાવવામાં આવે છે. એક દિવસ પ્યાલામાં ઓછું દૂધ જોતાં મેં પ્રશ્ન કર્યો કે "આજે કેમ દૂધ ઓછું છે?"

પત્નીશ્રીએ જવાબ આપ્યો કે "ઉભરાઈ ગયું જેથી

દૂધ ઓછું છે વળી ધૂપના માટે કોલસા પણ તેથીજ કજરેલા (હોલવાઇ ગયેલા જેવા) છે.”

જુઓ, દૂધ ઉભરાતાં કોલસા હોલવાઇ જાય ને ઘી ઉભરાયું હોય તો ભડકો થાય ને કોલસા વધુ ચેતે કેવી* ખુબી છે ?

આપણા મનનો ઉભરો મા પાસે ઠાલવતાં દૂધ રૂપે હોવો જોઇએ, નહિ કે ઘી રૂપે. ઘી રૂપે ઠાલવતાં આપ; ણુનેજ નુકશાન થાય છે. સાત્વિક વૃત્તિવાળા ભકતો મા પાસે પ્રેમથી પોતાનું દુઃખ રડે છે. જ્યારે તામસિક વૃત્તિ-વાળા ભકતો મા પાસે પોતાનું દુઃખ ક્રોધથી જણાવે છે. તે ઘી સમાન છે. સાત્વિકવૃત્તિનો ભકત આજીજી ભરી મા પાસે માગણી કરે છે; જ્યારે તામસિકવૃત્તિવાળો ભકત મા સાથે સત્તાભરી રીતની માફક પ્રાર્થના કરે છે. તે કહે છે કે, “જો મા તું દર્શન નહિ આપે તો હું આ તલવારથી મારા શરીરનો તને ભોગ આપીશ.” જ્યારે સાત્વિક વૃત્તિવાળો માને દીનતાથીજ પ્રાર્થના કરશે કે, “મા કૃપા કર ! તારા બાળકને ન તલસાવ.” પ્રેમથી તેના નયનમાંથી અશ્રુની ધારા વહે છે. શરીર ધ્રુજી ઉઠે છે. આવી પ્રાર્થનાથી તેના આત્માને આનંદ પણ આવે છે. તેનો આત્મા જે કહે છે તે દૂધ સમાન પ્રાર્થના થઈ. તામસિક વૃત્તિવાળો આવેશભરી સ્થિતિમાં જે કંઇ પ્રાર્થના કરે છે તે ઘી સમાન છે. તેનાથી એના આત્માને શાંતિ મળતી નથી. પરંતુ ઉલટો તેનો આત્મા વધુ બળે છે.

જેમ કોલસા પર દૂધ પડતાં કોલસો ઠરે છે ને ઘી પડતાં કોલસા વધુ પ્રજવલે છે, તેમ ભકિતમાં સાત્વિક ભાવનાની ભકિત તે દૂધ સમાન છે ને તામસિક ભાવનાની ભકિત તે ઘી સમાન છે.



## (૧૪) બાફેલો બટાકો

આજે શિવરાત્રી હતી. કંદમૂળ ખાવાનાં એટલે બટાકા બાફેલા. પત્નીશ્રી બટાકા ફોલી રહ્યાં હતાં.

બટાકાની પણ કેવી દશા? તેને બીચારાને છોતરાં ઉખડાવવા માટે ગરમ પાણીમાં પડવું પડે છે. ઉપરનું પડ જતાં તે કેવો મજાનો દેખાય છે? જાણે કોઈ સુંદર અકીકનો પત્થર ન હોય! આપણે પણ મોહરૂપી છોતરાં ઉખાડવા માટે જ્ઞાનરૂપી સાગરમાં નહીએ તો કેવું સારૂં? પછી એ મન રૂપી બટાકો કેવો ઉજળો દેખાય? જીભને જેમ બાફેલો બટાકો પ્રિય લાગે છે તેમ આત્મારામને પણ મોહરૂપી છોતરાં ઉખાડેલો મનરૂપી બટાકો પ્રિયજ લાગેને!



## (૧૫) તુવેરના ઘુઘરા

ખાવા માટેના ઘુઘરામાં અંદર માવો, ટોપરૂં ને ખાંડ ભરાય છે તેમ તુવેર કે ચણા લીલા હોય તેને ભરીને પણ ઘુઘરા થાય છે. તે પ્રમાણે એક દિવસે લીલી તુવેરના દાણાને બાફીને ઘુઘરા બનાવેલા ને બે દિવસ રહ્યા ને ત્રીજા દિવસે બગડી ગયા.

મીઠાશની ખાતર તુવેરના દાણાને બાફીને ઘુઘરામાં ભર્યા, જો કાચા લીલા દાણાને શેકીને ભર્યા હોત તો તે જલદી ઓછા બગડી જાત.

આજ પ્રમાણે સંસારીક ક્ષણીક સુખોની મીઠાશ માટે સંસારીક દાવાનલમાં આપણે બફાઈ રહ્યાએ છીએ બાફેલા તુવેરના દાણા જેમ ઘઉંના લોટના ઉપરના પડને ખરાબ કરે છે તેમ આપણે પણ સંસારીક ક્ષણીક સુખોની જરી વારની મીઠાશ માટે આખા મનુષ્ય જન્મને ખરાબ કરીએ છીએ. જેમ તુવેરના દાણાને બાફવાને બદલે ઘીમાં શેકવાથી બગડવાનો ભય ઓછો રહે છે તેમ સંસારીક સુખો પાછળની આપણી લોલુપ્તાને જો જ્ઞાનરૂપી ઘીમાં ને ભકિતરૂપી તળાઈમાં મૂકીને શેકી નાખીએ તો પછી મનુષ્ય જન્મ વૃથા જવાનો ભય રહેતો નથી ને અવશ્ય માને મેળવી શકીએ છીએ.



## (૧૬) બાજરીનો રોટલો ને લાડુ

માને અમો જે રાંધેલું હોય તેજ ધરાવીએ છીએ. માને બાજરીનો રોટલો કે ખીચડી પણ ધરાવીએ છીએ. ઘણા સ્થળે તેવું નથી હોતું; પરંતુ મા જે ખાવાનું આપે તેજ માને ખાવાનું હોય.

એક દિવસ બાજરીનો રોટલો માને ધરાવેલો, પછીથી હું જમવા બેઠો. મારા કાકાને ત્યાંથી લાડુ આવેલા એટલે પત્નીશ્રીએ મને જમવા લાડુ મૂકયા. બાજરીનો રોટલો

મૂકીને લાડુ ખાધો. માને ધરાવેલો થાળ જેમાં બાજરીનો રોટલો હતો તે પેલા લાડુના સ્વાદે ન લીધો.

લાડુ જમતાં જમતાં હૃદયમાં થયું કે માએ તો આજે બાજરીનો રોટલો ખાધો ને હું લાડુ ખાઉં છું કેટલો મૂર્ખ!

જમ્યા બાદ જરા બેસવાનું તે પણ માની સામેજ પરસાળમાં છે. સોપારી ખાતાં હૃદય દુઃખવા લાગ્યું. "મા! મેં આજે કેવી ભૂલ કરી? આ લાડુ શું મને પચશે?"

હૃદયની ભાવનાનો પડઘો પડી ચૂકયો. બપોરે કાર્યલયમાં માની નોકરી કરવા આવ્યો પણ ઉપરા છાપરી પેટમાં ચૂંક આવવા લાગી. ને છેવટે ઝાડા પણ થઇ ગયા.

સાંજે સ્નાન કરી મા પાસે બેસતાં અશ્રુ સરી પડયાં. "મા! ખરેખર લાડુ નજ પચ્યો. તેં રોટલો ખાધો ને મેં લાડુ ખાધો એ કેટલી બધી ભૂલ કરી?"

આપણા હૃદયની જેવી ભાવના તે પ્રમાણે બધું બને છે. બાકી મા તો ભૂખી રહીને પણ બાળકને જમાડે છે પછી તેના માટે રોટલા-લાડુનો ભેદ નજ હોય, પરંતુ મારા હૃદયમાં જમતે જમતે સહજ પણ રોટલા-લાડુના ભેદની ભાવના ઉત્પન્ન થઈ તેનું ફળ માએ તુરત બતાવ્યું.

માને સાકરનો કટકો મૂકીને આપણે મીષ્ટાન્ન ઝાપટીએ, માને થાળમાં જરા જેટલું મૂકીને આપણે સામટું ઝાપટીએ

તેવું નજ હોવું જોઇએ. જેટલું આપણે ખાઇએ તેટલું માને થાળમાં મૂકવુંજ જોઇએ. થાળ ઉપરથી ભક્તિમાં મા–બાળકની એકતા શીખવાની મળે છે.



## (૧૭) લક્ષ્મીને ઠોકર

કાર્યાલય રસ્તા ઉપર છે એટલે જતા આવતા ભિક્ષુક આવીને ઉભાં રહે છે. દરેકને એક પાઇ આપવાનો રિવાજ રાખેલ છે. એક દિવસ એક બ્રાહ્મણ–મહારાજ પગથીયે ચઢયા ને સીધા આવીને ખુરશીમાં બેઠા. ભિક્ષુક ધારી તેમને પાઈ આપવા માંડી પરંતુ તે ગ્રહણ કરે તે પહેલાં તો મારા જીવનનું ભવિષ્ય કહેવાજ બેસી ગયા. તેમણે શરૂઆત દ્રવ્યથીજ કરી. હજારો રૂપીઆ મળવાની વાત કહેવા લાગ્યા.

મેં પ્રાર્થના કરતાં જણાવ્યું; "મહારાજ હું ભવિષ્ય જાણવા માગતો નથી. આપ આ દક્ષિણા લઈ પધારો."

છતાં તેમણે પોતાની હઠ વગર ફ્હે જારીજ રાખી અને લક્ષ્મીનીજ વાતો કરવા લાગ્યા. મને સહજ ક્રોધ ચઢયો ને બોલી ઉઠયો, "મહારાજ! આપના જેવા લેભાગુ જોશીઓએજ આજે જગતની પાયમાલી કરવા માંડી છે. તમો જેને ને તેને લક્ષ્મી મળવાનીજ વાત કરો છો પરંતુ કોઇને કદી ધર્મ, કર્મ કે ભક્તિ–ઉપાસના સંબંધી કંઈ કહો છો? જેમ પ્રાલબ્ધમાં લક્ષ્મી જુઓ છો તેમ પ્રાલ-

બ્ધમાં ઇશ્વરાભિમુખી થવાનું કેટલું છે તે પણ જોતા હો તો કેવું સારૂં ?"

મહારાજ જરા તપી ગયા ને બોલી ઉઠયા કે, "ધર્મ-કર્મ તમે જાણો. હું તો લક્ષ્મી ને છોકરાંની વાત કરૂં છું. તમારા નસીબમાં લોટરીનો ચાન્સ છે લગાવો ને પૈસા મેળવો."

મને જરા ગુસ્સો થયો ને મહારાજને બોલતા અટકાવ્યા. "મહારાજ! જો તમે લક્ષ્મીનીજ વાતો મારી પાસે કરતા હો તો હું તેવી લક્ષ્મીને ઠોકરે મારૂં છું. જાઓ આપ પધારો."

મહારાજ ચાલ્યા ગયા. હું કાર્યમાં પ્રવૃત થયો, સાંજે આરતી સ્તુતિમાંથી પરવાર્યા બાદ ધ્યાનમાં બેસતાં 'લક્ષ્મીને ઠોકર' શબ્દ હૃદયમાં ગૂંજ્યો, હું લક્ષ્મીને ઠોકર મારનાર કોણ ? શું મા લક્ષ્મી સ્વરૂપ નથી ? શું મેં માને ઠોકરે મારવાનું કહ્યું ? ભકિત ને ઉપાસનાના તોરમાં માનેજ મેં શું કહી નાખ્યું. હું એવો મોટો ત્યાગી કોણ ?

જો માએ તે પાઇઓ પણ ન આપી હોત તો અતિથીને ક્યાંથી આપી શકત ? હૃદય દ્રવી ઉઠયું. અશ્રુથી માનાં ચરણને સ્નાન કરાવ્યું, પરંતુ જે મા રોજ હસતી તે આજે ગુસ્સે ભરાયેલીજ રહી. બાળક પર વાત્સલ્ય વર્ષાવનારી મા બાળકને શિક્ષા આપીને સુધારવા માટે બાળક સાથે અબોલાએ લે તો વળી જરા ક્રોધે પણ ભરાય !

માએ કસોટીના પત્થરે અમોને અનેકવાર ચઢાવ્યાં છે ને ચડાવી રહી છે પછી કહેવાનું શું રહે!

ચી. ભગવતીપ્રસાદ આજ અરસામાં માંદગીમાંથી બેઠો થયો હતો. તેની માતાએ જણાવ્યું, "જરા ભગુ માટે બે પૈસાના મોરા મમરા લેતા આવજો. બે દિવસથી મમ મમ કર્યા કરે છે. જરા મીઠું હળદર નાખીને વઘારી આપીશ જે તેને ભાવશે પણ ખરા."

'લક્ષ્મીને ઠોકર' એ દિવસ પછીનો આ ત્રીજો દિવસ હતો. કાર્યાલયમાં આવતા પૈસામાંથી અમુકજ પૈસા ઘરખર્ચ માટે લેવામાં આવે છે; પરંતુ માએ તો ત્રણ દિવસ તદ્દન કોરા કાઢયા હતા. એક પૈસો પણ ન આવ્યો. ધર્માદા કાઢેલી પાઇઓ તો પ્રથમથીજ લાવી રાખવામાં આવે છે. એટલે તેમાં તો માએ કદી વિઘ્ન નથી નાખ્યું તેટલી તેની દયા છે; પરંતુ ભગુ માટે બે પૈસાના મમરા લેવા તે મુશ્કેલ થઇ પડયું. અમારો નિભાવ મા જ કરે છે એટલે મા જે આપે તેજ લેવાનું હોય.

કરેલા પાપનું જાણે આજે પ્રાયશ્ચિતજ હતું. સાંજે કાર્યાલયમાંથી ઘેર ગયો. માંદગીમાંથી ઉઠેલા બાળકે મમરાની માગણી કરી. તેની માતાએ પણ પૂછયું "શું મમરા નથી લાવ્યા?"

"ના, નથી લાવ્યો. માએ તેટલા પૈસા પણ નથી આપ્યા!"

ગમે તેટલું તોએ માતૃહૃદય છે ને? વળી અમો સંસારી જીવ છીએ પછી તે જરા કકળી ઉઠે. આંખમાંથી ઝળઝળીયાં વહ્યાં. દયાની ઈચ્છાએ માઈના મુખ સામું ત્રણેય નિહાળી રહ્યાં. "મા હવે હદ થઇ, દયા કર."

બાળક બોલી ઉઠયો; 'મા! મમ કાલે તો આપીશને?'

પિતાની ભૂલ માટે પુત્રને પણ કંઇક સહન કરવું પડે છે. એ ન્યાય પ્રમાણે બાળુને ભોગવવુંજ પડેને?

રાત્રે આરતિ ને સ્તુતિમાં જે આનંદ આવ્યો તે કંઈ જુદોજ આવ્યો. મનુષ્ય હૃદય દુઃખોથી ભરાયેલ હોય ને પશ્ચાતાપરૂપી અશ્રુપ્રવાહ વહેતો હોય પછી અંતરમાંથી નીકળતા અવાજો રોજની વાણી કરતાં જુદાજ હોય છે.

માએ રાત્રે સર્વને ક્ષમા અર્પી. સવારે માએજ મોળા મમરા મોકલ્યા. માના દર્શને આવનાર માઇબાળકો દ્વારા માએ મમરા મોકલ્યા. તેમજ આવતા દ્રવ્યની પણ શરૂઆત થઈ.

ભકિતના પગથીયે ચઢતાં કસોટીઓ તો હોય છેજ. એ કસોટીઓને માનભરી રીતે સ્વીકારી લેવી તે ભકત માટે અતિ ઉત્તમ છે. હૃદય પર જેમ જેમ ઘા પડતા જાય તેમ તેમ તે ઘવાય ને પછીથી ઘવાએલા હૃદયમાંથી નીકળતી પ્રાર્થના વાણી માને મેળવવામાં એક સીડીની ગરજ સારે છે.

ભકત હૃદયવાળાથી ક્રોધ થાયજ નહિ, છતાં થઈ જાય તો મારી માફક તેટલી માની ભકિતમાં કચાશ

માનો. લક્ષ્મી ચલીત છે, છતાંયે ધર્મ-કાર્યમાં સંસારમાં રહેતાં તેની જરૂર પણ પડે છે. આપણે તો તેને મા સ્વરૂપે માનીનેજ સ્વીકારવી જેથી તે ચલીત ન બને, તેમજ તેના મોહ-ફંદામાં પણ ન ફસાઇએ.

## (૧૮) ભકિતમાં ખુમારીનું ખાંડુ

નવરાત્રી એટલે આનંદના દિવસોજ. આ દિવસોમાં મા-બાળકનાં મિલન અનોખાંજ હોય છે. આ દિવસોમાં બાળક, મા પાસેથી કંઇક કૃપા-ચમત્કારની વધુ આશા રાખે ને તે ફળે પણ છેજ.

અષ્ટમીની રાત્રી હતી. રાત્રે ભજન કીર્તનમાંથી પરવાર્યા બાદ માના દર્શને આવેલ એક ભકતે વાર્તાલાપમાં પૂછયું કે, "માઇને પારે કેટલું ઘી વપરાતું હશે?"

"ભાઈ! તેનો કંઇ ખાસ નિયમ નથી પરંતુ આશરે બીજા દિવસોમાં માસિક ત્રીસ શેરનો અંદાજ છે. અખંડ જયોત, ત્રણે ગોખના દિવાઓ તથા નૈવેદ્ય બધું મળીને તેટલું થાય છે."

"કેટલા વર્ષથી આ પ્રમાણે ચાલે છે?" આ ભકતની જીજ્ઞાસા વધી. મેં જણાવ્યું, "ભાઇ! માત્ર ચાર વર્ષથીજ. ચાલે છે. પ્રથમ પ્રમાણ ઓછું હતું. હાલ માની તેટલી દયા છે. બાકી એવા પણ દિવસ ગયા છે કે માને માટે દીવો કરવો મુશ્કેલ થઈ પડે. પિતાશ્રીના સમયમાં માત્ર એકજ

ઘીની દીવેટ બોળીને મૂકાતી હતી. ને અમારા માટે પણ તેવા દિવસ ગયા છે કે ઘીનું નામ નિશાને ઘરમાં ન મળે! તેમ પાસે પૈસાએ ન મળે! કાર્યાલયમાં માનો દીવો થાય છે એટલે ત્યાં રાખેલો નાનો ઘીનો ડબો રોજ સાંજે ઘેર લાવું અને સવારે અહીં દીવેટ બોળીને મૂકીને પાછો ત્યાં લેઈ જાઉં. આમ ત્રણ દિવસ સુધી એક વખત બન્યું હતું. ચોથા દિવસે દીવા માટે ઘી સવારની દીવેટ જેટલુંજ હતું જેથી ચીંતા થઈ કે સાંજે દીવો કયાંથી કરીશું? ગમે તે વસ્તુ ઘરમાંથી વેચવી તેવો નિર્ણય પત્નીશ્રીએ કરી મૂકેલો, પરંતુ તે દયાળી માએ બપોરે પૈસા આપ્યા ને સાંજે ઘી આવ્યું.

આવી આવી કસોટીઓમાં મૂકયા બાદ માએ આજે ચાર વર્ષથી કૃપા કરી છે. તે મોકલે છે ને તે વપરે છે.

"માની કૃપા તો ખરી. બાકી જ્યાં ઘીમાં બોળેલાં એક દીવેટના વાંધા હોય ત્યાં રોજનું શેર ઘી વપરાય તે માની દયાજ છે! આ બધો પ્રતાપ આપની ભકિતનો." આ પ્રમાણે તે ભકતે વખાણ કર્યાં.

"ભાઈ! તેં માની દયાજ માનો. અમો શું ભકિત કરી શકીએ તેમ છીએ?"

*

આ વાર્તાલાપ સાંભળતાં મારાં પત્નીશ્રીના હૃદયમાં સહજ ભકિતની તથા માની ધામધુમ ને જાહોજલાલીની

ખુમારી આવી ગઈ. મારા હ્રદયમાં પણ કંઇક તેવો ભાવ થઇ ગયો.

આઠમની રાત્રી આનંદમાં પસાર થઇ. નવમીના પૂજન બાદ હું ધ્યાનમાં બેઠો ને પત્નીશ્રી નૈવેદ્ય રાંધવા લાગ્યાં.

ખુમારીનું ખાંડુ લાગ્યા વિના રહે કે ? આંગણા બહાર કોઇ ભીખારણે માતાજીના નોરતાનું ગીત ગાવા માંડયું. ચી. ભગવતીપ્રસાદે બારણું ઉઘાડયું. ભીખારણે માતાજીનો ઘીનો દીવો માગ્યો. અમારાં મોટીબા ગર્જી ઉઠયાં, "અહીં શેનો માતાજીનો દીવો! તારા જેવી તો બહુએ આવે છે. જા, જા, રાંડ અહીંથી."

ભીખારણ ચાલી ગઇ. તેણે બીજા કોઈ બારણે માગ્યું નહિ, સીધી ગઇ તે ગઈ!

હું પૂજામાંથી ઉઠયો. બહારની વસ્તુસ્થિતિ જે બની ગઇ તેનો મને ખ્યાલ નહોતો તેમજ કંઈ ખાસ બનાવ ન હોવાથી કોઇએ કાંઇ કહેલ નહિ. નૈવેદ્ય થયું ને માતાજીને થાળ ધરાવવા મૂકયો.

નવરાત્રીના નિયમ મુજબ માને થાળ ધર્યો. ભાવભર્યો થાળ ગાયો; પરંતુ જે નિયમ મુજબ મા થાળ જમતી તે પ્રમાણે ન જમી. આશ્ચર્ય થયું. કંઇક ભૂલ થઈ છે તેમ સર્વને સમજાયું. થાળ મા પાસે પડેલો છે, ને હું આક્રંદ કરતો માને વિનવવા લાગ્યો. છાતીફાટ રૂદન ને

દેહભાન ભૂલાતાં માની જ્યોત ડાલમડોલ થતાં ઓચીંતી બુઝાવાની અણીપર આવી. પત્નીશ્રીની તે તરફ નજર જતાં તેમણે સંકોરી. જ્યોતિ સતેજ થઈ હશે ત્યાં હું સ્વસ્થ થયો ને થાળમાં જોતાં માએ નૈવેદ્ય આરોગેલું જણાયું.

સાથે સાથે અમારો શો ગુન્હો હતો તે પણ જણાયું.

"આંગણે ઘીનો દીવો માગવા આવનાર ભીખારણ કયાંથી આવી? આટઆટલાં નવરાત્ર ગયાં પરંતુ એકે નવરાત્રમાં કોઈ દિવસ કોઈપણ ભીખારણ માતાજીના નામનો દીવો લેવા નથી આવી ને આજે કયાંથી આવી?

સર્વ ખુલાસો પ્રથમના બનાવનો પત્નીશ્રીને પૂછતાં જણાયો. સાથે સાથે માએ સમજાવી દીધું કે, **"જેને ઘેર જયાં આગળ મારા નામે રોજનું શેર ઘી બળે છે, ત્યાંથી મારા નામનો એક બોળેલી દીવેટનો ઘીનો દીવો પણ નથી મળતો પછી તે વપરાતું ઘી શા કામનું?"**

ભકિતની ખુમારી થતાં માએ પૂરી કસોટી તુરતજ કરી અને તેમાં અમે નાપાસ થયાં. ઘરના એક પણ માણસની ભૂલને લીધે આખું ઘર વગોવાય તેમ ભકિત-માર્ગમાં પણ ઘરના માણસોમાંથી બીજા કોઈની ભૂલને લીધે કેટલું સહન કરવું પડે છે તે સમજાય છે.

રાત્રે ધ્યાનમાં બેસતાં માએ પૂરેપૂરો ઉકેલ આખાયે બનાવનો કહી દીધો. માના નામે વપરાતું ઘી, તેમાં સહજ

ભકિતનો અહંભાવ તેની કસોટી કરવા ખુદ માજ સગુણ સ્વરૂપ ધારણ કરી મામુલી ભીખારણ વેષે આંગણે આવી અને ગઈ.

ભકતહૃદય માટે આવો બનાવ બન્યા પછી કેટલો પશ્ચાતાપ થાય તે કહી શકાતુંજ નથી. પણ તે શા કામનો? તેવી પળો ઓછી વારંવાર આવે છે? અગર તો એ ગયેલી સુપળ પાછી કયાંથી આવે?

માના નામે, માના નિમિત્તે જે કંઈ વપરાય તેમાં જરા પણ અહંભાવ કે પોતાપણાનો ભાવ આવવો ન જોઇએ, નહિ તો અમારી માફક પસ્તાવાનો વખત આવશે, ભકિતમાર્ગમાં ખુમારીનું ખાંડુ ઉત્પન્ન થયું તો તે ભકતને પછાડયા વિના રહેતુંજ નથી.



## (૧૯) માગે તેવું મળે

મા પાસે બાળક હઠ કરીને જે માગે છે તે મા આપે છે. જેવી બાળકની યોગ્યતા ને જેવી તેની હઠ. આમાં પણ કેટલીક વખતે આપણી ખોટી હડ હોય છે છતાં મા બાળકને સુધારવા માટે તેમજ કસોટીના પત્થરે ચઢાવવા માટે એક વખત બાળકની હઠ પુરી કરે છે ને તેમાં ખરૂં રહસ્ય શું છે તે સમજાવે છે.

એક નવરાત્રીમાં મેં આવી ખોટી હઠ કરેલી ને તેનું ફળ ભોગવવું પડેલું.

માની આરતીમાં નાનાં બાલુડાં આવે છે. તેમાં નાની ત્રણ ચાર વર્ષની સુથાર જ્ઞાતિની એક બાળકીને વારંવાર હું ચીડવતો. તે બાળાની કાલી ઘેલી બોલી બહુ પ્રિય લાગતી. જેથી વારંવાર પૂછતો કે, "તારે ઘેર શું ખાવાનું કર્યું છે ?" જવાબમાં "લોટલી ને કાક" કહેતી. "મને રોટલી ન આપે ?" તેમ કહેતાં તે બાળા સ્પષ્ટ જણાવતી કે, "ના, બા ટમાલાથી ટો ના ખવાય."

આમ નવરાત્રીમાં રોજ ચીડવતો હતો. નવરાત્રીના દિવસોમાંજ દયાળુ માતાએ સગુણ સ્વરૂપે એ બાળાના વેશમાં એક દિવસે રોટલીનો ટુકડો મોંમાં ખોશી ઘાલ્યો. નવરાત્રીના દિવસો, પૂજામાં બેસેલ છતાં સાહસ કરીને તે બાળાએ આવું કાર્ય કર્યું તે માટે ક્રોધ ને પશ્ચાતાપ થયો; પરંતુ પૂરી તપાસ બાદ તેમજ માની વાણી દ્વારા જણાયું ત્યારે એ સુલભ પળ માટે આનંદ થયો ને સાથે સાથે તે ગયેલી પળ માટે દીલગીરી ને મારી ભૂલ માટે હૃદયમાં સખત આઘાત થયો.

બાળક માટે મા કેટલું કરે છે ? તે આ ઉપરથી જણાય છે. સાથે સાથે નવરાત્રીના અપવાસી દિવસોમાં રોટલી ખાવાનું મન બાળકને ચીડવતાં પણ થઇજ ગયેલું પછી મા તે પૂર્ણ કરે ને ?

ખોટી હઠ એક રીતે સારી અને એક રીતે ખરાબ પણ નીવડી.

મા આવી અને ગઇ પણ સમજ ન પડી. અંતે નિરાશા. વળી ખોટી હઠ માટે માને કેટલી બધી તસ્દી લેવી પડી !

નવરાત્રીમાં મનની સ્થિરતા ને ભકિતમાં અડગ દઢતા રાખવાની ખાસ જરૂર રહે છે. નવરાત્રીમાં નિયમાદીનું પાલન બરાબર થવું જોઇએ. જરા પણ ભૂલચૂક થવી નજ જોઇએ. મા દયાળુ છે તે બધું ખરૂં પરંતુ કસોટી ખાતર પ્રસંગે મા કઠીન પણ બને છે.

---

## (૨૦) નામ શા માટે ?

એક ભકતરાજ માના દર્શને પધારેલા. તેમણે ચી. ભગવતીપ્રસાદને જોઇને વાર્તાલાપમાં પ્રશ્ન કર્યો કે, "બાળકનું નામ ભગવતીપ્રસાદ રાખ્યું છે તે રાશી પ્રમાણે છે કે એમને એમ રાખ્યું છે ?"

"પ્રભુ ! ખરી રીતે તો જગદંબા ભગવતીના પ્રસાદ રૂપેજ તેનો જન્મ છે ને વળી રાશી પ્રમાણે પણ તેજ નામ આવેલ છે. તેની માતાને વૈદકશાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્રના મત પ્રમાણે કોઇ કહી શકતું નહોતું કે, "આ સ્ત્રીને સંતાન થશે." પરંતુ માની ભકિતથી માએ તેના પર દયા કરી. એટલે તે બાળકનું નામ ભગવતીપ્રસાદ જ રાખેલ છે.

વળી બાળકોનાં નામ રાખવામાં જો કોઇ દેવ દેવીનાં નામ રાખવામાં આવે તો ઘણું સારૂં છે પરંતુ આજે

આપણે ઘણા ખરા સ્થળે જોઇશું તો કન્યાઓનાં નામ સુલોચના, મોહિની, એવાં જાતજાતનાં હોય છે તેમ છોકરાઓનાં નામ પણ બુદ્ધિપ્રસાદ કે મોહિનીચંદ વિગેરે હોય છે. આજે શરીરનાં સૌન્દર્યને દર્શાવનારાં નામ રાખનારાં રસિક માબાપો ઘણાં હોય છે. ધર્મિષ્ઠ માતા પિતાઓએ તો પોતાના ઉપાસ્ય દેવ દેવી કે પવિત્ર સંત-સાધ્વીઓનાંજ નામ રાખવાં જોઇએ.

આ શરીર નાશવંત છે. રકત, માંસ વિગેરેથી ભરેલું છે; પરંતુ તે શરીર દ્વારાજ આપણે માઇની સેવા-પૂજા કે ભકિત કરી શકીએ છીએ. માઇને મેળવી શકીએ છીએ. માઇને મેળવવામાં આધારભૂત આ શરીર ભલે નાશવંત છે, તો પણ તેનું એવું નામ કેમ રાખવામાં ન આવે કે જેથી વારંવાર તે નિમિત્તે પણ આપણા ઇષ્ટદેવનું આપણે સ્મરણ કરી શકીએ.

સમસ્ત સંસાર માઇરૂપ છે. તે ભાવનાને અખંડ રાખવા માટે ભકતો સાંસારીક વાતોમાં પણ પ્રત્યેક જગ્યાએ એવો ઉપાય કર્યા કરે છે કે જેથી હંમેશાં ભગવતીનું સ્મરણ થયા કરે. બાળકોનું નામ પોતાના ઇષ્ટદેવ-દેવીનું રાખવું તે પણ એક પ્રકારનો એવોજ ઉપાય છે કે સાંસારીક વ્યવહારનું નામ પણ ભગવતીનુંજ સ્મરણ કરાવનાર થાય. અંદર અને બહાર સર્વત્ર ભગવતીનુંજ ધ્યાન અને દર્શન કરતાં કરતાં ભકતો સંસારનેજ ભગવતી

સ્વરૂપ બનાવી દે છે. નામોચ્ચારણની સાથે સાથે નામાતીતનું પણ સ્મરણ થાય છે. એ હેતુથીજ બાળકોનાં નામ ગમે તેમ પાડતા પહેલાં વિચાર કરીને દેવ–દેવીનાં નામ રાખવાં તે શ્રેયસ્કર છે.



## (૨૧) પ્રણામથી પત્થર તૂટે

શ્રી કામાખ્યા પીઠના એક સ્વામીજી એક પ્રસંગે આવેલા. તેઓ કાર્યાલયમાં આવ્યા તે પ્રસંગે હું કંઈ કામ કરતો હોવાથી મારી નજર તેમના તરફ ન ગઈ જેથી તેઓ ગુસ્સે થઇ ગયા. હું તેમને જોતાં પ્રણામ કરૂં તે પહેલાં તો તેમના ક્રોધની જ્વાળા ઉપરાછાપરી ભભકવા લાગી. માની દયાથી અડધાએક કલાકે તેઓ શાંત થયા.

સ્વામીજીએ ક્રોધ કરવાનું કારણ જણાવ્યું. તેઓ અમુક તંત્રવિદ્યામાં પારંગત હતા, જેથી તેઓ એમ સમજતા હતા કે, 'હું પણ તેવો છું' ને જેથી પ્રણામ ન કર્યા. અમુક પ્રકારના પ્રણામ કરવાથી સામો માણસ પ્રણામ ન ઝીલે તો તેને નુકશાન થાય છે. તેવું તેમનું માનવું હતું.

સાંજે વાર્તાલાપ કરતાં સંપૂર્ણ રહસ્ય સમજાયું. તેમણે એક પત્થરના ટુકડાને પ્રણામ કરતાં તે પત્થરના વચ્ચેથી બે કકડા કરી નાખ્યા.

સ્વામીજીની તંત્રવિદ્યાથી આશ્ચર્ય ઉત્પન્ન થયું. છેવટના

રહસ્યમાં તેમનો ધ્યેય એ નીકળ્યો કે, તેઓ મને શિષ્ય બનાવવા ઇચ્છતા હતા.

તેમની ઇચ્છા મેં માન્ય ન કરી ને પરીણામમાં એક બીજાનાં મન ઉંચાં થયાં. તેમણે પોતાના તંત્ર પ્રયોગો મારા પર અજમાવવા માંડયા.

પરંતુ એક માનુંજ શરણ હોવાથી મા વ્હારે દોડી ને સ્વામીજીના બધા પ્રયોગો નિષ્ફળ ગયા. કેવળ માના નામ સિવાય કંઇપણ જાણનો ન હોવાથી સ્વામીજીને આશ્ચર્ય થયું. માની પ્રેરણાથી મારૂં પૂજાનું આસન મા પાસે રહે છે, ત્યાં બેસવાનું તેમને જણાવ્યું તેઓ કંઇક રહસ્ય જાણવા માટે બેઠા પરંતુ મીનીટે પૂરી થઇ નહિ ત્યાં તો એકદમ બૂમ મારતા ત્યાંથી કૂદીને બહાર આવ્યા.

માની કૃપાથી સ્વામીજીનો તંત્રવિદ્યાનો ગર્વ ઉતરી ગયો. ને તેમને સમજાયું કે માની સાત્વિક ભાવનાની ભકિત એજ શ્રેયસ્કર છે તે સ્વામીજી રાત્રે રહેવા માટેજ આવેલા પરંતુ અડધી રાત્રે તેમને માઇગૃહનો ત્યાગ કરીને ચાલ્યા જવું પડયું. રહેવા માટે વિનતિ કર્યા છતાં તેઓ રહી ન શકયા ને છેવટે સ્ટેશનના પ્લેટફોર્મ પર જઇને પડી રહ્યા.

આજ સ્વામીજી પૂના શ્રી માર્કંડભાઇ પાસે પણ પછીથી ગયા હતા. ત્યાં પણ તેમણે તેમનો ભાવ ભજવ્યો પરંતુ ત્યાંથી પણ અડધી રાત્રે તેમને નાસી જવું પડયું.

આ બનાવ પરથી સમજવાનું કે તંત્ર વિદ્યામાં અમુક પ્રકારના ન્યાસ કરવાનો વિધિ છે તે વિધિથી સામા માણુસને પ્રણામ કરતાં જો તે મનુષ્ય પ્રણામ ન ઝીલે તો તેને મૂર્છા આવી જાય છે. આ પ્રકારે સામા મનુષ્યને વશમાં લઇ શકાય છે.

જેમ પ્રણામથી પત્થર તૂટયો, તથા જેમ તંત્રવિદ્યાથી વશીકરણ થાય છે તેમ હૃદયની નમ્રતા ને ભકિતથી સામા મનુષ્યને આપણે આપણા પ્રેમમાં લુબ્ધ કરી શકીએ છીએ. પત્થર જેવા હૃદયવાળો મનુષ્ય હોય પરંતુ તેને પ્રેમથી વશ કરી શકાય છે. તેના વજ્ર હૃદયના ટુકડા તો શું પરંતુ એક રસ બની ઓગળી જાય છે. મલીન વિદ્યાથી વશીકરણ અમુક સમય સુધી રહે છે તેમજ તે સ્વાર્થી છે. જ્યારે પ્રેમનું વશીકરણ જન્મ પર્યંતનું રહે છે.

મલીન વિદ્યાની સિદ્ધિ કરતાં ભકિતબળ શ્રેષ્ઠ છે. સ્વામીજીએ તેમની વિદ્યા અજમાવી પરંતુ માની કૃપાથી તેમાં તે નિષ્ફળ ગયા. એટલુંજ નહિ પરંતુ માની પાસે ઘડીભર માટે તેઓ બેસી ન શકયા.

ભકતનું બધું બળ ભગવતીના ચરણો પાસે છે, ત્યાં આગળ ગમે તેવી વિદ્યાના પ્રયોગો પણ કામમાં નથી આવતા માટે અન્ય સિદ્ધિઓને પડતી મૂકી ફકત માનું ચરણસેવન સ્વીકારવું કે જેમાં બધું સમાઈ જાય છે.

સ્વામીજી અહીંના બનાવથી માહિતગાર થયા અને થપ્પડ ખાધેલી હોવાથી તેમણે પુના શ્રી માર્કંડભાઇ

ઉપર તો પીઠ પાછળ ઘા કર્યો હતો. એટલે કે માર્કંડભાઈ નિંદ્રામાં પડયા ત્યારે સ્વામીજીએ પોતાનો પ્રયોગ અજમાવવા માંડયો પરંતુ દયાળી માઇની કૃપાથી માર્કંડભાઇ જાગ્રત થયા ને બધું સમજાઇ ગયું. સામે બેસીને પ્રયોગ અજમાવવાનું કહેતાં સ્વામીજી ગળગળા થઇને અત્રેની માફક ત્યાંથી પણ અડધી રાત્રે ચાલી નીકળ્યા હતા.

તંત્રથી માને મેળવી મહા આનંદ લુંટવો જોઈએ તેના બદલે મલીન સિદ્ધિઓ દ્વારા સામા પર પોતાનું સ્વામીત્વ જમાવવું તે ઠીક નથી. તે સિદ્ધિઓ ઘડીભર માટેજ રહેવાની ને અંતે કમોતે મરતાં નર્કાગારની પ્રાપ્તિ થવાની જ્યારે સાત્વિક ઉપાસનાથી માની પ્રાપ્તિ ને મહા આનંદ મેળવવાનો છે.

---

## (૨૨) બે બાળક

સ્વામીજીના જેવોજ એક પ્રસંગ મારી મુસાફરી ખાતે બનેલો. કાઠીઆવાડના એક ગામમાં હું ગયો ત્યાં જે ભાઇને ત્યાં ઉતરેલો તેમને ત્યાં એક વયોવૃદ્ધ સિદ્ધ મળવા આવ્યા. રાત્રીનો સમય હતો, આવતાં વેંતજ તેમણે મને ઉધડો લીધો. "ચંડીપાઠ કયા ચીજ હૈ ? તુમ જાનતે નહિ ઈસ લીએ દૂસરેકૂ ગીરાતે હો તો ફીર ચંડીકે કોપમેંસે તુમ કબ છુટેગા ?"

ચંડીપાઠ ગુજરાતી ભાષામાં પ્રકટ કર્યો તે પ્રત્યે તેમનો તીરસ્કાર હતો. આ સિદ્ધ તંત્ર વિદ્યામાં પ્રવિણ હતા. તેમણે વિવિધ પ્રકારનો ગંદો વાર્તાલાપ કર્યો પરંતુ કોઈપણ પ્રકારનો જવાબ ન આપતાં તેઓ છેવટે ઠંડા પડયા.

તેમના મુખની સુવાસ એટલી બધી સરસ હતી કે પાસે બેસવું મુશ્કેલ થઈ પડે ! માની કૃપાથી અંતે તેઓ થાકયા ને પાછા ગયા. બીજે દિવસે તેમને અકસ્માત નડતાં મળવા આવીજ ન શકયા.

તંત્રમાર્ગમાં સિદ્ધિ મેળવતાં સાધક તામસિક પ્રકૃતિનો બની જાય છે, પંચમકારનું સેવન નિયમ પ્રમાણે કરવાને બદલે કાયમી સેવન કરનાર થઈ જાય છે ને અંતે આ ભવ ને પરભવ બન્ને બગાડે છે. પ્રેમથી હૃદયમાં એકલા 'મા' શબ્દનું ગૂંજન કર્યા કરીએ તો હજારો તાંત્રિકો ગમે તેટલી તંત્રવિદ્યાના–વશીકરણના પ્રયોગો આપણા પર અજમાવે પરંતુ તેમાં તેઓ ફલીભૂત થઇ શકતા નથી, તેવો મને ઘણીવાર અનુભવ થઇ ચૂકયો છે. માને વિશ્વાસે રહેનાર બાળકની મા સદાય સંભાળ લે છે. આપણા શાકતમાર્ગમાં કેટલેક સ્થળે મલીન વિદ્યાનું જોર વધારે છે, પરંતુ ભગવતીની સાત્વિક ઉપાસના આગળ તે જોર નરમ પડે છે.

માના બે બાળકોમાં એક માની ઉપાસનાથી સિદ્ધિ મેળવીને માનાજ બાળકોને હેરાન કરવા પણ મંડી

પડી જાય છે. કારણુ કે તેના હ્રદયમાં પછી મા નીકળી જતાં 'હું'પણાનો પ્રવેશ થઇ ચૂકેલ હોય છે.

જ્યારે બીજો બાળક માની ઉપાસનાથી માને મેળવી બેસી રહે છે. તેને કોઈના પર પોતાનું સ્વામીત્વ જમાવવાની ઇચ્છા થતી નથી. તે તો સદાયે સર્વનો સેવકજ બનીને રહે છે. તેના હ્રદયમાંથી મા ખસતી નથી. તે સામાના હ્રદયમાં પણ માનો પ્રકાશ નિહાળે છે.

માની ઉપાસના કરો પરંતુ તેથી મળતી સિદ્ધિઓને દૂર ફગાવી દો. જો તેટલું સામર્થ્ય કેળવી ન શકો તો તે સિદ્ધિઓથી ઉપકાર કરતાં શીખો પરંતુ સામાને નુકશાનમાં તો નજ ઉતારો.

માના આવા બાળકો કરતાં તો જે કાંઇ પણ નથી કરી શકતો તે હજાર દરજ્જે સારો છે. કારણ તે સિદ્ધિવાળાઓ જેટલાં પાપ કર્મ તો નથી જ કરતો.



## (૨૩) સિદ્ધિઓ

સિદ્ધિ પ્રાપ્ત થવી સહેલી નથી. અને કદાચ ગુરૂ કૃપા કે મંત્ર ઉપાસનાથી તે પ્રાપ્ત થઈ હોય તો તેને જીરવી રાખવી તે પણ મહા કઠીન છે. આજકાલ સાધારણ સિદ્ધિઓ પ્રાપ્ત થતાં સર્વ કોઇ અજમાવવા મંડી પડે છે; પરંતુ તેની પાછળનું પરિણામ જોવામાં આવતું નથી.

મને પણ આવો એક શોખ થઈ ગયેલો. અમુક અનુષ્ઠાન બાદ તેવી કંઇક કૃપા થઇ. વાયુ-હીસ્ટીરીઆથી

ઘણી બ્હેનોનાં જીવન દુઃખમય વીતે છે તેથી માની પ્રેરણાથી પરોપકારાર્થે હીસ્ટીરીઆ-હરના યંત્રો આપવા માંડયા.

થોડા માસમાં તેનું ફળ મળી ગયું. માની ભક્તિ કરવામાં જેટલો સમય જતો તેમાંથી ઓછો થવા લાગ્યો. ભકતમાંથી ભુવા જેવી દશા થઇ. આજના જગતના જુદા જુદા રંગો જણાયા. છેવટે નિશ્ચય થયો કે ભકતને માટે આ સિદ્ધિઓનો માર્ગ નથી.

સિદ્ધિઓથી પરોપકાર કરવા જતાં આપણા જ રસ્તામાં કાંટા વેરાય છે. પોતાનો સ્વાર્થ સાધવા માટે સામા માણસને કેટલું ને કેવું નુકશાન થાય છે તે કોઇ જોતું નથી.

સિદ્ધ બનવાની જીજ્ઞાસા માએ પૂર્ણ કરી. તેમાં લાભ નુકશાન સાથે ચઢતી-પડતી બતાવી. અંતે માએજ પતિત થતાં બચાવી હાથ ઝાલીને આગળ ચઢાવ્યો.

માની ભકિત કરનાર બાળકને જગત સહજવારમાં મોટો સિદ્ધ કલ્પી લે છે. સાથે સાથે તે બાળકમાં તેવા ખોટા દંભનો પ્રવેશ થાય છે. બાળક ઉંધું છતું કરવા મંડી પડે છે. પરિણામ સારૂં થયું તો બાળકનાં વખાણ! ને ખોટું થયું તો માની નીંદા! આવી બેધારી તલવાર જેવાં દુનિયા તરફથી તેને અમરપટો મળે છે.

બાળક-ભકતમાંથી ભુવો બને છે. ને પરિણામે માની સેવા-પૂજા ચૂકીને લોભ-મોહમાં પડે છે. ભકિતને

સિદ્ધિઓ સાથે કોઇ દિવસ મેળ બેસતો નથી. ભલે સિદ્ધિઓ મેળવી આલોકમાં સુખ તથા એશઆરામ મેળવો. પરંતુ તેથી મા મળતી નથી; સિદ્ધિઓથી છેવટે પટકાવાનીજ સ્થિતિ પ્રાપ્ત થાય છે.

સિદ્ધિઓ ખોટી છે તેમ કહેવાનું નથી; પરંતુ સિદ્ધિઓનો ઉપયોગ આપણે આ માયાવી દુનિઆમાં રહેતાં ખોટો કરીએ છીએ.

પૂર્વે જે જે મહાપુરૂષો, તંત્ર-મંત્રથી જાણકાર ને સિદ્ધિઓમાં રમનારા થઇ ગયા; પરંતુ તેઓ સિદ્ધિઓનો ઉપયોગ કવચિતજ કરતા. તેમણે મનને જીતી લીધેલું હતું જ્યારે આપણે તેટલું મન કબજે કરી શકતા નથી ને સિદ્ધિઓમાં પડી વાંદરાના ઠેકડાની માફક ગમે તેમ કૂદીએ છીએ.

માની ભકિત કરતાં કંઇક પણ સિદ્ધિબળ પ્રાપ્ત થાય તો તેને સહન કરી રાખશો. તે જેમ વધુ વધશે તેમ ફાયદો થશે. સિદ્ધિઓ દ્વારા તેને વાપરતાં તે બળ ખૂટી જાય છે ને ફરીથી તે મેળવવા માની તેવા પ્રકારની ઉપાસના કરવી પડે છે.

ટુંકમાં સેંકડો યંત્રો હીસ્ટીરીઆ નાશકના આપવામાં આવ્યા. પરીણામે અનેક બ્હેનોને આરામ થયો; પરંતુ પછીની દુનિયાનો રંગ જુદોજ નિહાળ્યો. ભકતમાંથી ભુવાજ બનવાની સ્થિતિ પ્રાપ્ત થઇ.

આવી રીતે કોઈપણ માઇપ્રેમી ભકતમાંથી ભુવો ન બને તેટલું ખાસ સાચવવાનું. ભુવો બનતાં તેના જીવનમાં માઈપ્રેમનો મહા આનંદ રેલાવાને બદલે જગતનું માયાવી ઝેરજ રેડાશે.

## (૨૪) માગો તો મા પાસેજ માગો

માગવું તો મા પાસેજ માગવું. આવું સમજ્યા છતાંયે માયાવી જીવ કોઇ સમયે ગુચવાતાં મનુષ્યની આશા રાખે છે.

એક પ્રસંગે તેવી ઇચ્છા થઇ ને તેનો તુરત અમલ કર્યો. 'શકિત' માસિક એક સ્ટેટના રાજા પાસે ચાર વર્ષથી નિયમીત જતું હતું. તેનું લવાજમ આવેલું નહિ હોવાથી લવાજમની માગણી તો બાજુ પર રહી પરંતુ કંઈક મદદની માગણી કરી.

પરિણામમાં પ્રત્યુત્તર મળ્યો કે 'ઓર્ડર સિવાય માસિક મોકલ્યા કર્યું તે ઠીક ન કહેવાય.' તે ઉપરાંત બીજો પણ ઠપકો મળ્યો.

વાત ખરીજ હતી કે, ચાર ચાર વર્ષથી માસિક મોકલ્યા છતાં લવાજમની ઉઘરાણી ન કરી ને છેવટે મદદની માગણી કરી તે ભૂલજ હતી. ખરી રીતે તો લવાજમ માગવનો પણ હક નહોતો, કારણ કે ઓર્ડર સિવાય મોકલ્યું હતું માટે સામા મનુષ્યે ભલે ચાર ચાર વર્ષ સુધી સ્વીકાર્યા કર્યું તે વાત તો બાજુએજ રહી.

આટલેથીયે વાત ન અટકી પરંતુ જે માસમાં માગણી કરી તે આખો માસ એવી કડકાઇમાં ગયો કે આર્થિક મુશ્કેલીનો પારજ ન આવ્યો.

માની પાસે માગવાના બદલે બીજા પાસે માગણી કરી તે ભૂલ સમજાઈ. વર્ષા હશે તો તળાવ ભરાશે પછી ખાબોચીયાંના પાણીની આશા રાખીએ તે આપણી મા પ્રત્યેની તેટલી શ્રદ્ધા ઓછીજ મનાય !

સર્વને આપનારી મા છે. જે બીજા પાસે માગી રહ્યું તે મને શું આપે ? જે કોઇની પાસે માગતી નથી, તેમજ જે સકલ જગતને પોષી રહી છે તેવી દીનદયાળ ભગવતી મા પાસેજ પોતાનું દુઃખ રડવું. તેજ આપણા દુઃખને દૂર કરે છે. બાકી મનુષ્યો પાસે દુઃખ રડતાં કશું વળતું નથી. તેઓ તો ઉલટા આપણી ઈતરાજીજ કરવાના !

જ્યારે મા બાળકનું દુઃખ જોઈ દયા લાવે છે એટલુંજ નહિ પરંતુ બાળકની સાથે તે પણ અશ્રુ પાડે છે, બાળકના દુઃખ માટે તેનું હૃદય વલોવાઇ જાય છે. બાળકનું દુઃખ દૂર કરવા તે ખડે પગે તૈયાર રહે છે, છતાં આપણેજ એવા છીએ કે, હૃદયભરીને તેની પાસે રડતા નથી.

એક પાસે માગવાનું મુકીને અનેક પાસે માગવાની માનુષી ચંચળ વૃત્તિ છોડવી તે પણ એક તપશ્ચર્યા સમાન છે. પેલું બીચારૂં ચાતક, પક્ષીયોનીમાં મૂકાયું છે છતાંયે તે આપણા મનુષ્યો કરતાં હજાર દરજ્જે સારૂં છે !

આપણે સુખના અભાવે સર્વ કાંઈ ઈચ્છીએ છીએ, જ્યારે તે મરણાંત સુધી વર્ષાના જળ સિવાય અન્ય જળને ગ્રહણ કરતું નથી. તેની પાસે મીઠાં સરોવરો, નદિ, તળાવો ભરેલાં હોવા છતાંયે તે એક ચાંચ સરખી તેમાં બોળતું નથી. તે માત્ર આભમાંથી પડતા વર્ષાના જળનુંજ પાન કરે છે!

જ્યારે આપણે સુખની લાલસા માટે અનેક સ્થળે વલખાં મારીએ છીએ. ચાતક જેટલો ત્યાગ કેળવવાનું આપણામાં સામર્થ્ય ક્યાં છે? ક્યાં એ પક્ષી! ને ક્યાં આપણે માનવ!!

શું એ ચાતક જેટલો ત્યાગ આપણે કેળવી ન શકીએ? તે જેમ અનેક જળનો ત્યાગ કરી એકલા વર્ષાનાજ જળનો આશ્રય લે છે, તેમ આપણે સંસારમાં અનેક માનુષી આશ્રય સ્થાનને બદલે એક માનું શરણુ ગ્રહણ ન કરીએ? આપણે મા પાસેજ માગી ન શકીએ?

ચાતક મરણાંતે પણ અન્યનો આશ્રય નથી લેતું. છેવટે ખુદ ઈન્દ્રરાજાને તેના તપના લીધે આવવું પડે છે તો આપણે એકલું મા પાસેજ માગતાં શીખીએ તો આપણા એ ટેકના લીધે માને બધી ચીંતા આપણી રહેવાની અને માને સ્વર્ગના આસનેથી દોડીને બાળકની પાસે આવ્યા વિના છુટકોજ નથી.



## (૨૫) માગવાનો અધિકાર

મા પાસે માગવામાં પૂર્ણ શરણાગતિ સ્વીકાર્યા સિવાય અધિકાર પ્રાપ્ત થતો નથી. તેમજ અધિકારી હોવા છતાંયે પ્રસંગે મા કસોટી કરવામાં જરાયે ચૂકતી નથી.

મારી સત્તર વર્ષની ઉંમરે હું સુરતમાં મારા એક કાકાને ત્યાં રહેતો ને પ્રેસમાં નોકરી કરતો. કાકા ભગવતીના ઉપાસક હતા. તેઓ જ્યોતિષી તરીકે પોતાનું જીવન નિભાવતા.

પ્રેસમાંથી મળતો પગાર હું સીધો નડીઆદ મારાં માતુશ્રીને કાકાની ઇચ્છાથીજ મોકલી દેતો. એક પ્રસંગે માએ કસોટી બરાબર કરી. દિવાળીના દિવસો હતા. બારસના દિવસે શેઠે પગાર આપ્યો તે સીધો નડીઆદ મોકલ્યો. મારી પાસે તો એક પૈસો સરખોયે રહેલો નહિ. બારસના દિવસે બપોરે જમ્યો વધેલું સાંજે જમ્યો. તેરસના દિવસે જમવાનું ન મળ્યું.

કાકા પણ માના આધારે પોતાનું જીવન વ્યતિત કરતા. ધંધામાં જે રકમ મળતી તેનો તુરત ઉપયોગ કરી નાખતા. બીજા દિવસની ચીંતા નહોતા કરતા. બારસે કાંઈપણ પૈસા ન આવ્યા. ઘરમાં અનાજનો દાણોયે નહોતો. તેમજ પાસે પૈસાયે નહોતા. ધનતેરસ તદ્દન ભૂખ્યા પેટે અમો બંનેએ કાઢી. કાકાના જીવનમાં તો તેવા પ્રસંગો ઘણા આવેલા પરંતુ મારા માટે ભૂખ્યા રહેવાનો તે પ્રથમ પ્રસંગ હતો.

કોઇની પાસેથી ચાર પૈસા ઉછીના લેવાની મનાઈ હતી, નહિ તો ચાર પૈસાના મમરા ચણા પણ લાવીને ફાકી ખાત.

માની કાલીચૌદશ આવી. આ દિવસે માને નવ નૈવેદ્ય કરવાનાં, પણ શેનાં થાય? તે દિવસ પણ ખાલી ગયો. કાકા તો આખો દિવસ પૂજામાં રહ્યા. રાત્રે પણ પૂજામાં બેઠા, મારી ચીંતા તેમને સહજે નહોતી થતી. 'મા આપે તો ખાવાનું છે' તે તેમનો દૃઢ નિશ્ચય હતો, ને તે પાઠ મને પઢાવવા માટેજ આ પ્રસંગ મૂકયો હશે તેની શી ખબર!

ચૌદશની રાત્રી માત્ર રડવામાંજ ગઇ. બબ્બે દિવસના લાંઘા ને વળી તહેવારોના દિવસો! પછી રડયા સિવાય બીજું શું કરૂં?

દિવાળીનો દિવસ ઉગ્યો. આજે તો મારી ધીરજ ખૂટી. કાકાથી છાના ગમે ત્યાંથી પૈસા માગી લેઇને ખાઇ લેવું તેવો નિર્ણય કર્યો, પરંતુ માની નિત્યપૂજા પછી આરતી ગાતાં તે વિચાર બદલાઇ ગયો શરીરમાં કંઇક દિવ્ય ચેતન સ્ફૂર્યું હોય તેમ લાગ્યું. માએ મૂકેલી કસોટીમાં બરાબર મક્કમ રહેવું તેવો આત્મીય અવાજ થયો. તે દિવસે માની આરતી ને સ્તુતિ જે ગાઇ તે કાંઈ જુદીજ ગવાઈ. આજેય તેના પડઘા પ્રત્યેક દિવાળીના દિવસે લાગે છે.

નૈવેદ્યમાં માને સાકર સિવાય બીજું કાંઇ ધરેલુંજ નહોતું. માનો પ્રસાદ લીધો. ને જાણે ભૂખની શાંતિ થઇ

હોય તેમ લાગ્યું ! શી માની દયા ! શી તેની કૃપા ! એક સાકરના ટુકડાએ બબ્બે દિવસની ભૂખની તૃપ્તિ અનુભવી તે કેવળ માની કૃપાજ હતી. સાથે સાથે કાકાની ભક્તિનું તે ફળ હતું.

બપોર થયા પણ કોઇ જોષ જોવડાવવા ન આવ્યું. તેની દરકારે મને આજ હવે ઓછી હતી; પરંતુ સાંજ પડે તે પહેલાં તો એક પારસી બાનુ આવ્યાં ને પચ્ચીસ રૂપીઆ આપી ગયાં. તેમના દીલની અમુક ખાનગી બાબત કાકાએ જણાવી ને તે ખુશી થઇ ગયાં ને બે રૂપીઆને બદલે પચ્ચીસ રૂપીઆની નોટો ટેબલ પર ભેટ તરીકે મૂકી દીધી.

શી માની લીલા ! મારી આંખોએ મને તો એ જાણે જગદંબાજ લાગ્યાં ! કાકાને પૂછયું પરંતુ પૂરો ખુલાસો ન કર્યો.

દિવાળીની રાત્રે તો માને નવ નૈવેદ્ય ધર્યાં ને આનંદ થયો. મા પ્રત્યેની ભક્તિ–શ્રદ્ધામાં મારૂં મન વધુ દૃઢ બન્યું. તે સાથે 'માગવું તો મા પાસે માગવું' તે સૂત્ર શીખવાનું મળ્યું.

મા પાસે માગવામાં તેનોજ આશ્રય હોવો જોઈએ. એક બાજુએ આપણે તેની પાસે માગીએ ને પાછા મનુષ્ય સ્વભાવ પ્રમાણે કોઇ આપી જાય, અગર તો કોઈ મીત્ર સગાનો આધાર રાખી તેની પાસે ઉછીનું લેવાનો ઇરાદો

રાખીએ તો ત્યાં આપણી માગણીનો પ્રવાહ બે બાજુએ વહે છે, એટલે બન્નેમાંથી નાશીપાસ થઈએ.

મા સ્વયં આવીને આપી જવાની હતી? આવી કોઈને આ બાબતમાં શંકા રહે; પરંતુ તેવું શંકાનું સ્થાન આપણા ભક્તિમાર્ગમાં નથી. મા ગમે તે સ્વરૂપે બાળકની દાદ સાંભળતાં આવે છે. ને તે સમયે અંતર-આત્મા કબુલ પણ કરે છે કે, 'આ મનુષ્ય નહિ પરંતુ માજ છે.'

પ્રથમ મા પાસે માગવાનો અધિકાર પ્રાપ્ત કરીનેજ માગવાથી બધું મળે છે. મા પાસે માગવાનો આપણો અધિકાર ખરો, પરંતુ નાનું ધાવણું નિર્દોષ બાળકના જેવું આપણું હૃદય હોય, ત્યારેજ આપણે મા પાસે માગી શકીએ.

આજે આપણે મા પાસે હાથ જોડીને માગીએ છીએ કે, 'મા! અમારાં દુઃખ દુર કરો." પરંતુ સામાને દુઃખ દેવામાં આપણે પાછી પાની કરતા નથી! "મા! અમને ધન આપો." પરંતુ માએ આપેલ ધનમાંથી સહજ પણ ધન તેના નિમિત્તે વાપરતા નથી! "મા! અમને સુખી રાખો." પરંતુ સામાના સુખ માટે આપણે કશો પ્રયત્ન કરતા નથી! "મા! અમને વંશવૃદ્ધિ માટે સંતાન આપો." પરંતુ સામાનાં બાલકો પ્રત્યે પ્રેમ રાખતા નથી! પછી મા આપણને શું આપે?

આપણે મા પાસે જે જે માગીએ તેવું અન્યને માટે આપણી ફરજ સમજીને કંઇકે વાપરીએ તો મા જરૂર આપે.



## (૨૬) માઇપ્રેમમાં સંસારિક પ્રેમની છાયા

માઇપ્રેમમાં કેટલીક વખતે આપણે અન્ય માઇપ્રેમીઓ સાથેના સંબંધમાં વધુ આવતાં માઇપ્રેમને બાજુએ મૂકી સંસારીક સંબંધને વધારો કરી બેસીએ છીએ.

આવો એક પ્રસંગ મારા માટે બન્યો હતો. માઇ-ભકિતના રંગે રંગાએલ માઇપ્રેમીઓના પત્રવ્યવહાર તથા તેમનો વારંવાર સંસર્ગ થતાં કેટલાક પ્રત્યે મને વધુ મમતા રહેવા લાગી. તેમાંયે કેટલાક સાથે તો એવો નિકટનો સંબંધ થઇ ગયો કે તેમાં સંસારીક રંગની છાયા પડવા લાગી.

એક પ્રસંગે એક બ્હેન ચી. ભગવતીપ્રસાદ માટે વીસેક રૂપીઆનાં કપડાં શીવડાવીને લાવ્યાં. તેનો અમે અનાદર કર્યો પરંતુ તેમનો ખાસ દઢાગ્રહ ને પ્રેમ હોવાથી પત્નીશ્રીએ તે કપડાં સ્વીકાર્યાં. એક બ્હેન ભગવતીપ્રસાદની માતા માટે સાડી વિગેરે લાવ્યાં, તે પણ સ્વીકાર્યાં. શરૂઆતમાં કંઈપણ વસ્તુ માઇપ્રેમીઓ અમારા માટે લાવે તો તે સ્વી-કારવામાં નહોતી આવતી; પરંતુ માઇપ્રેમીઓ સાથે વધુ સંબંધ થતાં સંસારીક સંબંધની આપ-લેની છાયા પડી.

આટલેથીયે માની લીલા ન અટકી પરંતુ ચાર ડગલાં આગળ વધી. માને દર્શને આવનાર માઇપ્રેમીઓ વારંવાર આવતાં વધુ સંબંધ થયો ને તેમાં એક થપ્પડ માએ લગાવી સર્વ સમજાવ્યું.

પેલાં કપડાં આવેલાં તે બધાં પાછાં આપવાં પડયાં, ને માની આજ્ઞાથી તે માઇપ્રેમી બ્હેનને સ્વીકારવાંજ પડયાં.

ચી. ભગવતીપ્રસાદ તથા તેની માતા બન્નેને માંદગીના બીછાને અકસ્માત નાખ્યાં ને તે કપડાં પાછાં આપતાં બન્ને માંદગીમાંથી તુરત ઉઠયાં.

એક બ્હેન ભકિતઆવેશ અને માઇપ્રેમથી ગાંડા જેવાં બની ગયેલાં. સંસારમાં તેમની આસકિત જરાએ ન રહી, ત્યારે તેમના વિષયલોલુબ્ધ પતિએ ઉલટું તે બ્હેન પર ખોટું આરોપ મૂકયું.

કેટલાંકની સાથે વધુ સહવાસ થતાં સંસારીક સંબંધની માફક સંબંધ રાખવા માંડયો ને કોઈ પ્રસંગે કોઇનું મન ન મનાય તો ખોટું પણ લાગવા માંડયું.

ટુંકમાં માઇપ્રેમમાં સંસારીક સંબંધની છાયા પડતાં માઈમસ્તીનો મહાઆનંદ લૂંટવાને બદલે માઇકૂસ્તી જેવો પ્રસંગ ઉપસ્થિત થયો.

કાવાદાવાના ખેલ રમનાર, એકને રંજાડનાર ને એકને હસાવનાર માટે માઇપ્રેમ નથી. ગુરૂ બની ગાદી પર બેસી માલમલીદા ઉડાવવા માટે માઇપ્રેમ નથી; ગળામાં હારતોરા પહેરવા માટે માઈપ્રેમ નથી.

માઇપ્રેમ છે માને મેળવીને માઈમસ્તીમાં મસ્ત રહેવા માટે. પછી તેમાં સંસારીક સંબંધ માઇપ્રેમીઓ માટે શામાટે હોવો જોઈએ ?

એક માઇપ્રેમીને બીજા માઇપ્રેમી સાથે જે સંબંધ થયો તે માને લીધે, માના પ્રેમને લીધે થયો. પછી તે બંને વચ્ચે મા હોવી જોઇએ. નહિ કે સંસારી સંબંધની છાયા !

એક બીજાને ત્યાં પ્રસંગે ન જવાય, કોઈ કારણસર એક બીજાનું કામ ન થાય, તો માઇપ્રેમીઓએ તેથી માઠું લગાડવું ન જોઇએ તેમજ તેથી આપણા અરસપરસના માઇપ્રેમમાં જરાયે ઉણપ આવવી ન જોઇએ. જો આપણે તેવી ઉણપ લાવીએ તો પછી સંસારના જુદાજુદા કીચડમાંથી આપણે નીકળ્યાજ નથી તેમ માનવું જોઇએ.

મંદિરોમાં પૂજારીઓ તથા મહંતોને અમુક સેવકો વ્હાલા લાગે ને તેમને પ્રસાદના પડીઆ મળે જ્યારે બીજાને સાકરનો કકડોયે ન મળે. ત્યાં પણ સમાન ભાવના તો નથીજ જોવામાં આવતી. વળી કોઇ મહરાજ કે ગુરુ પાસે પણ તેવુંજ હોય છે. કે અમુક શિષ્યો વ્હાલા ને અમુકના તરફ તો મીટે ન માંડે !

આપણા માઇપ્રેમીઓમાં પણ એવું થઈ જાય છે કે, અમુક માઇપ્રેમી માઇની ભકિતમાં આગળ વધ્યો એટલે તેની સાથેના કેટલાક તેની મશ્કરીઓ કરે. અગર તો તેનાં ખુંદણાં ખોદે. આવું આપણા માઇપ્રેમમાં ન છાજે !

આપણાં સંસારીક સગાંઓ ભાઈ–બ્હેન, મામા–માશી, કે કાકા ફુઆનાં હોય તેમના પ્રત્યે તીરસ્કારની લાગણીએ જોઈએ અને માઇપ્રેમીને માટે સહોદરથીયે અધિક ભાવની લાગણી દર્શાવીએ. આ બધું એક રીતે સારૂંએ ખરૂં અને ખોટુંએ ખરૂં.

આપણાં સગાંઓ આપણા જેવા રંગમાં રંગાયેલ ન હોય તો તેમની સાથે તેવા રંગે રહી શકીએ નહિ, પરંતુ આપણા હૃદયમાં તેમના માટે તીરસ્કારની ભાવના તો નજ હોવી જોઇએ.

માઇપ્રેમીઓમાં અરસપરસ માઇપ્રેમજ હોવો જોઈએ. તેમાં સંસારીક સંબંધની જરાયે છાંટ આવવી ન જોઇએ. જો જરા પણ છાંટ આવશે તો તે સંબંધ કાયમ નહિ રહે ને ઉલટો બંને વચ્ચે વિખવાદ કે વિઘ્નો અવશ્ય આવવાનાં.



## (૨૭) રવીવારે ક્રોધ

"મનની સ્થિરતા સિવાય ગમે તેટલી સંખ્યામાં મંત્ર જપ કરીએ પરંતુ તે નીરર્થક છે. જેણે મનની સ્થિરતા સાધી તે પછી ગમે તો ભર બજારે બેસીને મંત્ર જપ કરે તો પણ તેને જગતનો કોલાહલ હરકત કર્તા નથી નીવડતો."

એક શનીવારે સાંજે ભજન–કીર્તન બાદ માઈસત્સંગ

ચાલતાં માઇપ્રેમીઓ સમક્ષ ઉપર પ્રમાણેનો વાર્તાલાપ કર્યો. સાથે સાથે હું કંઈ પણ સ્થિરતા સાધી શક્યો છું તેવો અહંભાવ થયો.

અત્રે માઈગૃહમાં માનું સ્થાન પરસાળમાં એક અલગ ખંડ બનાવેલ છે તેમાં છે. ત્યાં બેસીને ધ્યાન, મંત્ર જપ વિગેરે કરવામાં આવે છે. પૂજામાં બેઠા પછી બહાર પરસાળમાં કોલાહલ થતો હોય તે મને વિઘ્ન કર્તા ન લાગે; પરંતુ બેસતા પહેલાં ને ત્યારપછી થોડીવાર તો બહાર શાંતિની જરૂર રહે ખરી.

બીજો દિવસ રવીવારનો હતો. ગઈ રાત્રે કરેલ સહજ પણ અહંકાર માટે માએ તુરત પછાડયો. માની એટલી દયા છે કે જ્યારે જ્યારે કંઈપણ આડુ અવળું પગલું પડે કે તુરતજ થપ્પડ લગાવીને પછીથો પણ હાથ પકડીને સીધે રસ્તે ચઢાવે છે.

હું પૂજામાં બેસું એટલે માઇગૃહમાં તદ્દન શાંતિનું વાતાવરણ હોય. પરંતુ આજે માએ કંઈ લીલા કરવા ધારેલી, એટલે ગૃહમાં કંઇ નજીવા કારણે ઘરનાં બધાં માણસો બદાબદ કરવા લાગ્યાં; ને ઘાંટા પાડવા લાગ્યાં. હું આ સમયે મા પાસે મંત્ર જપ કરતો હતો. શરૂઆતમાંજ બહાર કલબલાટ થયો, એટલે ચિત્ત ચોંટયું નહિ, મનને ઘણુંયે માના ધ્યાનમાં વાળવા માંડયું પણ તે નજ વળ્યું, આજે તે પણ દુશ્મન બન્યું હતું મનજીરામ જે સદાયે

શાંત રહેતા તે કોઈ દિવસ નહિ ને આજે ઘણાજ ઉકળ્યા. સમુદ્રના મોજાની માફક તેમના ઘા પડવા લાગ્યા. અકસ્માત એટલો બધો ક્રોધ ઉત્પન્ન થયો કે, પૂજામાંથી ઉઠી બહાર આવીને ઘરનાં બધાં માણસોને ઘર બહાર કાઢી મૂકયાં.

મારા આવા વિચિત્ર વર્તનથી ઘરનાંને આશ્ચર્ય થયું. પૂજામાં બેઠા પછી હું કદી બોલતો નહિ કે ઉઠતો નહિ તેના બદલે આમ આજે શાથી બન્યું તે હું પણ સમજી ન શકયો.

ફરી ઠંડા પાણીએ સ્નાન કરીને માની પાસે નિયમ મુજબ બેઠો ને માના ધ્યાનમાં નિમગ્ન બન્યો. થોડીવારેજ આનંદ ઉભરાયો. મા ખડખડાટ હસવા લાગી. ધ્યાનસ્થ સ્થિતિમાંજ હું હસ્યો તેમ મા વધુ હસવા લાગી.

માના હસવાનું કારણ માએ જણાવ્યું. "કેમ મનને સ્થિર રાખી શકે છે ને?"

માની લીલા સમજાઇ. મા પાસે કરેલ અપરાધની ક્ષમા માગી.

આપણે જે પ્રમાણે બોલીએ તે પ્રમાણેનું આપણું વર્તન હોવું જોઈએ. આપણું વર્તન તેવું ન હોય ને વાતવાતમાં સામાને ઉપદેશ આપવા બેસી જઈએ તે શા કામનું? વળી આપણા વર્તનમાં, તથા આપણામાં જે કંઇ સદ્ગુણો અગર તો તેથી આગળનું પગથીયું

ભક્તિમાર્ગનું આપણે ચઢયા હોઇએ તો તેમાં પણ માની કૃપાજ માનવી. તેની કૃપા સિવાય આપણે કંઈપણ કરી શકતા નથી. જરાકે 'હું'પણાનો ભાવ આવ્યો તો મારી માફક પછડાવાનોજ વખત આવશે.

ભક્તિમાર્ગમાં ક્રોધને માટે જરાયે સ્થાન નથી. તેમાં વળી પૂજા-કે માનો મંત્ર-જપ કરતા હોઇએ ત્યારે તો મન માના ચરણમાંજ સ્થિર રાખવું જોઇએ.

ધ્યાન કરતી વખતે મન જો ફરમફરા કરતું હોય તો તેને વારંવાર ઉથલાવીને માના દર્શન માટે ઉત્સુક બનાવવું. ધ્યાનથી મનમાં ઘણી થોડી સ્ફુરણા થાય છે પરંતુ તે માટે વધુ વખત સુધી સાધન કરવું જોઈએ. મન નિર્મળ બને તોજ તેમાં માના સ્વરૂપના સ્વચ્છ પ્રતિબિંબની ઝાંખી થાય છે. મનને ક્રોધ રહિત તો શું પરંતુ વાસના-રહિત બનાવવું પડે છે. જેમ જેમ વાસનાઓ ઉદ્ભવે તેમ તેમ નાશ કરવાનો અભ્યાસ પડવાથી તે વાસનાઓ ઉદ્ભવવાનું પ્રમાણ ઓછું થઇ જશે. ને પછી એકાગ્રચિત્તે ધ્યાન કરવાથી ઘણી સહાયતા ઉલટું મન આપશે. મનને શાંત કરવા માટે ધ્યાન કરતાં પ્રથમ ભજન અતિ ઉપયોગી છે. ભજનથી મનને શાંતિ મળે છે. જેટલું પ્રેમથી મન વશ થાય છે એટલું બીજાં સાધનોથી નથીં થતું, પ્રેમ વધે તે માટે માની કૃપાની ઘણી જરૂર છે. એ માટે ઘણા સમય સુધી પ્રેમની વૃદ્ધિ માટે માની પ્રાર્થના કરવી પડે

છે. જ્યાં સુધી આંખોમાંથી અશ્રુઓની ધારાઓ રેલાય નહિ ત્યાં સુધી પ્રેમ થયો છે એમ કહેવાય નહિ. અને એ પ્રેમ એક ભક્તિનું અંગ છે.

તે દિવસના મારા ક્રોધ માટે બાળક ભગવતીપ્રસાદ આજે પણ કોઈ ગડબડાટ કરે તો કહે છે કે, "છાનાં રહો નહિ તો કાકા પૂજામાંથી ઉઠીને બધાંને બહાર કાઢી મૂકશે."

બાળકના કુમળા હૃદય પર ક્રોધની જે છાયા પડી તે આજે બબ્બે વર્ષ વિત્યાં તોએ ભૂલાતી નથી. એ મારા માટે ઓછા ખેદની વાત નથી !



## (૨૮) લોહીનાં આંસુ

માના પ્રેમને પડતો મૂકી જગતના સ્વાર્થી પ્રેમમાં જરાયે ખેંચાયા તો પછી નીચે પટકાયા તેમ માનવું. આપણા સંસારમાં પણ આપણે માતૃ (જનેતા) પ્રેમને તરછોડી પત્ની–પ્રેમ તરફ તદ્દન ઢળી પડીએ, તો એ જનેતાનું દીલ કેટલું દુભાય ? જનેતા પુત્ર પ્રત્યેનો પ્રેમ ભૂલી જતી નથી. તે બિચારી પુત્રનું પરીવર્તન નિહાળી અશ્રુજ સારે છે.

આજ પ્રમાણે આપણો પ્રેમપ્રવાહ સંસારીક સંબંધો પ્રત્યે ન વહેવડાવતાં જગતજનેતા માઈ પ્રત્યે વહેવડાવવો એ માઈપ્રેમીઓ માટે ઉત્તમ છે.

કેટલીક વખતે માઈ સંબંધમાંથી અન્યજનો પ્રત્યે સંસારીક સંબંધ જેવો સંબંધ થઇ જાય છે ને માઇ-સંબંધ જતે દિવસે ભુસાતો જાય છે.

આવો એક પ્રસંગ એક દિવસ મારે બન્યો. એક બ્હેન મરણ પથારીએથી માની દયાથી બેઠાં થયાં. તે અત્રે પછીથી માનાં દર્શન માટે પોતાની માનતા કરવા આવેલાં. તેમાં અકસ્માત તેમના ઘેર માતુશ્રી માંદાં થયાં ને તાર આવ્યો. માની દયાથી તે પણ સાજાં થયાં. આમ ઉપરા છાપરી માની દયા ઉતરી, જેથી તેમની શ્રદ્ધા વધુ દૃઢ બની. તેઓ તેમને ગામ અમો બધાંને લઇ જવા ફરીથી આવ્યાં. ઘરમાંથી અમો બધાં તો જઈ શકીયે નહિ, જેથી એક રાત્રી માટે મને જવા માટે મારાં પત્નીએ જણાવ્યું.

હું જ્યારે પ્રથમ કંઈ બહારગામ જતો ત્યારે માની પૂજા મારાં પત્નીશ્રી કરી લેતાં. હું બપોરે જઈ બીજા દિવસે સવારે પાછા આવવાનો નિર્ણય કરીને નીકળ્યો. રાત્રી માના ભજન-કીર્તનમાં ત્યાં પસાર થઈ સવારે ટ્રેન ચુકાઇ ને બપોરે આવવાનું થયું.

સવારમાં માની નિત્ય પૂજાનો સમય થયો તે સમયે અકસ્માત અંતરઆત્મા બળવા લાગ્યો. કાનમાં મા કંઈક કહી ગઈ એટલે આત્મા વધુ બળવા લાગ્યો.

બપોરે ટ્રેનમાં બેસી સાંજે ઘેર આવ્યો. માનાં દર્શન કરતાં જોયું તો માના નેત્રમાંથી લોહીનાં આંસુ વહી રહ્યાં હતાં.

હું બેભાન જેવો બની ગયો. આ શું બન્યું ?

પત્નીશ્રી તેજ દિવસે રજસ્વલા થયાં હતાં. સમયની પંદર દિવસની વાર હતી પરંતુ માની કંઇક લીલા તેવી હશે ! માની પૂજા તેઓ કરી ન શકયાં અને એક વિદ્યાર્થીને બોલાવી માની નહિ જેવી પૂજા કરાવી. મારાં પત્નીશ્રીએ પણ તે દિવસે ભોજન લીધું નહોતું ને આખો દિવસ રડવામાંજ ગાળ્યો હતો.

હું સ્નાન કરી તુરતજ મંદિરમાં પેઠો ને માને સ્નાન કરાવી બધી પૂજા ફરીથી કરી. માનું મ્લાન મુખ જે પ્રથમ હતું તે હસતું ખીલેલા કમળ જેવું દેખાયું, અમને બધાંને આનંદ થયો. રાત્રે પૂજામાં બેસતાં થયેલ ભૂલ માએ જણાવી. મારી ભૂલ માટે મા પાસે ક્ષમા માગી ને દયાળુ માએ તે અર્પી. પછીથી માએ આનંદ કરાવ્યો સાથે સાથે એક બોધપાઠ શીખવ્યો.

માને આંગણે અનેક માઈપ્રેમીઓ દર્શન માટે આવે અને લાગણીવશ પ્રેમ બતાવે; પરંતુ તે બધાંને ત્યાં મારે જવાનું કયાંથી હોય ? જો હું તેમ ફરતો રહું તો પછી રસ્તાનો રખડતો ગધેડો ને મારામાં ફેર શો ? ગધેડું જ્યાં કોઇ બાચકો કુસકી બતાવે ત્યાં જાય !

સામાના દીલને રાજી રાખવા ને સાથે સાથે મારી વાહવાહ જોવા ને સાંભળવા, માના પ્રેમને તથા માની સાંજ સવારની પૂજાને પડતી મૂકીને હું ફરતો ફરૂં તે મારી ઓછી મૂર્ખતા ન કહેવાય !

બાળક, માઇપ્રેમમાંથી સંસારીક સંબંધ સાચવતો થયો. વળી માના પ્રેમને પડતો મૂકી મનુષ્યના પ્રેમે ખેંચાયો પછી એ માતા અશ્રુજ સારેને !

આ પરથી એટલું સમજવાનું કે, આપણા ઘરમાં, જે માની પૂજા હોય; જ્યાં બેસીને આપણે નિયમીત ભજન-કીર્તન કરતા હોઈએ તેને પડતું મૂકીને સંસારીક સંબંધ સાચવવા જરાયે ડગલું ન ભરવું જોઇએ. અમુક પ્રસંગે મા આપણી કસોટી પણ કરે છે ને નિહાળે છે કે, "બાળક મારા કે જગતના પ્રેમમાંથી કયા પ્રેમને પકડી રહે છે ? "



## (૨૯) રાજમાતા ને જગતમાતા

એક પ્રસંગે માઈયાત્રાનો પ્રવાસ રાખેલો તે દરમ્યાન એક નાના સ્ટેટમાં હું જઈ ચઢયો. માઇપ્રેમીઓનો આગ્રહ ને ત્યાંના યુવરાજનું આમંત્રણ હોવાથી દરબારગઢમાં ગયો

માઇસત્સંગમાં યુવરાજશ્રીને આનંદ આવ્યો જેથી રાણીવાસમાં રાજમાતા પાસે પધારવાનું જણાવ્યું, અમો બધા ત્યાં ગયા.

રાજમાતા પલંગપર બેઠેલાં હતાં. સામે એક ગાદી હતી જેથી મને ત્યાં બેસવા આગ્રહ કર્યો; પરંતુ ગાદીપર ન બેસતાં નીચે આસન લીધું, યુવરાજશ્રીએ પણ નીચેજ આસન લીધું

માઇપ્રેમમાં નાના મોટાની પદવીનો ભેદ નથી હોતો તે યુવરાજશ્રીને સ્પષ્ટ જણાયું. રાજમાતા સાથે વાર્તાલાપ શરૂ થયો.

"નાની ઉંમરમાં માની ઠીક ભક્તિ કરી છે!"

"માતા! ભક્તિ માટે ઉંમર જોવાની નથી, ત્યાં તો હૃદય જોવાય છે. પ્રલ્હાદ ને ધ્રુવ જેવું તો આપણે નથી કરી શકતાને? આપને મારામાં જે કાંઈ જોવામાં આવતું હોય તે કેવળ માની દયાજ છે. યુવાવસ્થામાં શરીર મજબુત હોવાથી સાધન–ઉપાસના ઠીક થઇ શકે છે. બાલ્યવયના નિર્દોષ હૃદયમાં માતાપિતાના દ્વારા જો ભક્તિરસનું સીંચન થયું હોય તો યુવાવસ્થામાં તેનાં ફળ સારાં આવે છે."

રાજમાતા સાથે ઉપાસના અને કેટલીક ભક્તિ સંબંધી વાતચીત થઈ. ત્યારબાદ રાજમાતાએ પ્રશ્ન કર્યો કે "તમે માને કેવી રીતે મેળવી?" આ પ્રશ્ન પૂછતાંજ રાજમાતા પલંગ પરથી નીચે ઉતરીને અમારી સાથે જમીનપર નીચે બેઠાં.

"માતા! એ રહસ્ય આપ ધારો છો તેટલું ગુહ્ય નથી. અમો બધા બાળકો નીચે બેઠા છીએ ને આપ પલંગપર બેઠાં હતાં, પરંતુ આપના દીલમાં કંઇક થયું ને આપ જેમ એકદમ નીચે આવીને બેઠાં તેમ બાળકનો પ્રેમ જોતાં જગતમાતા દોડી આવે છે. માને શોધવા બાળક જાય તે જુદું અને બાળકને શોધવા મા દોડી આવે તે જુદું.

"આપ એક રાજમાતા છો, આપ પ્રેમવશાત્ અગર તો વિવેક ખાતર પલંગ પરથી નીચે આવીને બાળકો પાસે બેઠાં તો પછી એ તો જગતમાતા છે, એક જનનીના કરતાં જગતમાતાનું હૃદય કેટલું વિશાળ છે! તે તો જાણો છો. જગતમાતાના ચરણો પાસે બાળક બેઠો કે તુરતજ નીચી નમીને માતા બાળકને તેડી લે છે. બાળક માને શોધે તો વાર લાગે; પરંતુ કોઇપણ સ્થળે માનાં ચરણો માની ત્યાં રહી માનો પોકાર કરે એટલે માજ બાળકને શોધતી આવે છે."

બાળક પ્રત્યેના પ્રેમને લીધે જ્યાં એક રાજમાતા કે જે મનુષ્ય જીવાત્મા છે તે બાળક પાસે ઉંચે આસનેથી ઉઠીને નીચે બેસે છે, તો પછી જગતમાતા કે જે દયાનો અને પ્રેમનો સાગર છે તે માતા બાળક પાસે કેમ ન આવે?

---

## (૩૦) માનો મેળાપ

આગળ જણાવ્યા પ્રમાણે માઈ યાત્રામાં બીજા એક સ્થળે તેવો પ્રસંગ બન્યો હતો.

હું એક ગામમાં ગયો, ત્યાં ભક્તોનાં દર્શન કર્યાં. વાતવાતમાં જાણવામાં આવ્યું કે, અમુક બ્હેન કે જેમને માનો આવિર્ભાવ આવે છે ને જેમના સંબંધમાં મેં પ્રથમ સાંભળેલ હતું તે બ્હેન અત્રે છે. હું ત્યાં ગયો, બારણામાં પેસતાંજ સામેથી તે બ્હેનનાં દર્શન થયાં.

થોડો સમય વાર્તાલાપ થયા બાદ તેમના પિતાશ્રીએ જણાવ્યું કે, 'માનો આવિર્ભાવ અમુક સમયેજ આવે છે, ને તે પણ કલાકેક ગરબા, ભજન ગવાય ત્યારબાદ આવે છે."

મારૂં મન જરાયે નિરાશ ન થયું. હું તો માનું કે, "જે મા બાળકના એક સાદે ન આવે તો તે બાળકનો ખરો પોકાર નહિ અગર તો તે મા નહિ."

તે બ્હેન સામેજ બેસી રહ્યાં હતાં. 'મા, મા'નો પોકાર કર્યો. તે સાથેજ તેમનામાં માનો આવિર્ભાવ નહિ ધારેલો અણુચિંતવ્યો આવ્યો! બધાંને આશ્ચર્ય લાગ્યું. બાળક પ્રત્યેનું માનું જે વ્હાલ હતું તે, તે સમયે માના હાવભાવથી ને અંતરના ઉમળકાથી જણાવ્યું. તે કોઈ અનોખુ ને અનુપમજ હતું.

ટુંકમાં મા બાળક પાસે કેમ આવે તેની કોઇ રીત ખાસ શીખવા જવાની નથી અનાદિકાળથી માના નિયમ મુજબ, માના પ્રેમ મુજબ, મા બાળક પાસે આવે છે. ના, ના, એમજ માનોને કે બાળક પાસેજ મા છે, પરંતુ બાળક જરાયે ઉંચે નિહાળે તો તે જણાયને કે મા મારી પાસે ઉભી છે.

માનાં દર્શન છેજ. તે મેળવવાનાં નથી; પરંતુ વચ્ચેનો અજ્ઞાનતાનો ને અંધકારારનો પડદો તે 'મા, મા,'નો પોકાર કરતાં મા દૂર કરી નાખે છે.



## (૩૧) સંકુચિત મન

મનને જેમ વાળવું હોય તેમ વળે છે. જેવો તેના પર અભ્યાસ પાડીએ તેવું તે બને છે. તેમાં ખાસ કરીને પ્રેમથીજ તે વશ થાય છે. જેવા પ્રસંગમાં આપણે મુકાઇએ તેવા પ્રકારનું મનનું વાતાવરણ રહે છે.

એક પ્રસંગે ઘી ઘણું મોંઘું થયું ને માને પારે વપરાતું ઘી વધુ વપરાયું જેથી મારાં પત્નીશ્રીને મેં ટકોર કરી કે; "તમારે હાથે દીવા પૂરવામાં ઘી બહુ વપરાય છે. ઘીનો વપરાશ જરા કાળજીથી કરો. ઘી બહુ મોંઘુ થઈ ગયું છે."

જ્યારથી માને પારે વપરાતા ઘીમાં કાપ મૂકાયો ત્યારથી કંઈક જોવાનું મળ્યું. માસના અંતે માની સેવા-પૂજાની ભેટ તદ્દન ઓછીજ આવી. જ્યાં માના કામમાં કાપ મૂકાયો ત્યાં માએ આવતા દામમાં કાપ મૂકયો, કેવું મારૂં સંકુચિત મન !

જો આપણે રોજ પારકું ભોજન જમવાની ટેવ પાડીએ તો આપણે ત્યાં કોઈનેય જમાડવાનું મન નહિ કરીએ. કારણ આપણું મન તેવું સંકુચિતજ બનવાનું. મન ઉદાર અને સંકુચિત રાખવાનું આપણાજ હાથમાં છે, પરંતુ તેમાં અભ્યાસની જરૂર છે.

વળી માના કાર્યમાં શકિત પ્રમાણે મા જે આપે તે વાપરવું. તેમાં કાપ મૂકવા જતાં મા આપણામાંજ કાપ

મૂકે છે, અગર તો તે તેનો ભાગ બારોબાર ગમે તે રસ્તે કાઢીજ લે છે.

માની સેવા-પૂજા પ્રથમથી ચાલતી આવેલી છે. માને પારે ભેટ પ્રથમ કોઇનેય મૂકવા દેવામાં આવતી નહોતી. મા જે અમોને આપતી તેમાંથીજ માની સેવા-પૂજા થતી. માને પારે હાલ મૂકાતી ભેટ પછીથીજ માની આજ્ઞાથી સ્વીકારવામાં આવી. બહારની આવતી ભેટે મન લલચાયું ને સાથે સાથે સંકુચિત બન્યું. જે મન પ્રથમ માના ભરોસે રહેતું તે મન આવતી ભેટના ભરોસે રહ્યું. જેથી હૃદયની તેટલી ભાવના બદલાઈ.

માસના અંતે એક દિવસે માના ધ્યાનમાં બેસતાં, માએ હસીને જણાવ્યું, "કેમ ઘીમાં કાપ મૂકયોને ?"

મારી ભૂલ મેં કબુલ કરી અને મનને થપ્પડ લગાવી સીધું વાળ્યું. હૃદય ભરાઇ આવ્યું ને અશ્રુથી માનાં ચરણોએ સ્નાન કર્યું.

ટુંકમાં માઇપ્રેમીઓએ ભકિત માર્ગમાં ચઢયા પછી અમુક પ્રસંગે પણ સંકુચિત મન ન રાખવું. માના પર ભરોસો મૂકયા પછી માની ઇચ્છા હોય તેમ ચાલવા દેવું. આ દાસને જેમ ઘડીભરના માટે પણ પારકા પર આશા રાખવાનું મન થઇ ગયું હતું, તેવું ન રાખવું. જગત ભલે મોંઘુ બને પરંતુ આપણી મા મોંઘી ન બને તેટલું સાચવવાનું.

માની સેવા-પૂજામાં આપણે આટલું વાપરીએ છીએ તેવો ભાવ ન કરવો. કોઇની પાસે તેની બડાશ હાંકી આપણી મહત્તા ન વધારવી. બધું માની ઇચ્છા પ્રમાણે બને છે, આપણે તો માત્ર નીમિત્ત છીએ.



## (૩૨) પ્રફુલ્લિત મન

સંવત ૧૯૯૬ ના નવરાત્રમાં એક તીથીનો ક્ષય હતો જેથી પ્રતિવર્ષના ક્રમ પ્રમાણે ગરબાના દિવસોમાં પણ એક દિવસ ઓછો થવાનો હતો.

લ્હાણી માટે આણેલ પતાસાં ધાર્યા કરતાં ઓચીંતાં વધ્યાં. પાછાં આપી દેવાની ઇચ્છા ન થઇ; વળી પેટ્રોમેક્ષ જે ભાડે આવતું હતું તેનું બીલ આગલે દિવસે સાંજે આવ્યું તેમાં તીથી ક્ષય કપાઇ નહોતી તે તો દસે દિવસનું બીલ આવ્યું હતું.

છેલ્લા દિવસે પતાસાં વહેંચતાં વધે તેમ ચોક્કસ ધારણા હતી. પરંતુ એ છેલ્લા દિવસે કોણ જાણે કયાંથી નારીવૃંદ ઉભરાયું કે બધાં પતાસાં ખલાસ થઇ ગયાં. ને બધા દિવસો કરતાં એ છેલ્લા દિવસે બ્હેનોના ગરબાનો આનંદ પણ જુદોજ હતો.

મારે મન એક દિવસ ઓછો હતો પરંતુ માને મન તો દસે દિવસ પૂરા હતા તે પ્રત્યક્ષ કરી બતાવ્યું. ગરબા ગાતી બ્હેનોનો ભાવ એ છેલ્લા દિવસે જુદોજ હતો.

તીથી ઓછી હોવાને લીધે આપણે આનંદનો દિવસ કાપવા ઇચ્છીએ પરંતુ માની ઇચ્છાએ તેવું નથી હોતું તે પ્રત્યક્ષ બતાવ્યું.

બીજાઓની લ્હાણી ઓચીંતી થઇ ને પતાસાં વધ્યાં. બત્તીનું બીલ એક દિવસનું પ્રથમથી વધીને આવ્યું એ બધી માનીજ લીલા!

આવા બનાવ ઘણા સાધારણ મનાય પરંતુ તેમાંથી સમજવાનું અને શીખવાનું ઘણું મળી આવે છે.

પતાસાંનો વધારો, બત્તીના બીલમાં દિવસનો વધારો, સાથે ગોરીઓના ઝૂંડમાં ઓચીંતો વધારો તે બધી માની લીલાજને?

મન કાપ મૂકવા ઇચ્છે તો તેમાં કાપ મૂકાય, પરંતુ મન ઇચ્છતું હતું કે માના આનંદનો આ વર્ષે એક દિવસ શું ઓછો રહેશે? ત્યાં માએ દયા લાવીને ભાવ પૂરો કર્યો.

મા પ્રત્યેની ભક્તિમાં જેવી ભાવના અને મન રાખીએ તેવું આપણને બધું મળે છે, તે ચોક્કસ માનો. માના નામે આનંદના દિવસોમાં ખર્ચ કરવામાં પ્રફુલ્લિત મન રાખીએ તો મા આપણને પ્રફુલ્લિતજ રાખે છે.

## (૩૩) સહેલી યાત્રા

એક દિવસે હું અમદાવાદ જતો હતો. એક બ્હેન તેમના કુટુંબ સાથે કપડવંજવાળી ગાડીમાંથી ઉતરીને

અમારા ડબ્બામાં આવીને બેઠાં. ડબ્બામાં ગીરદી વધારે હતી. જેથી માંડ જગ્યા તેમને મળી. ટ્રેન ઉપડી ને તે બ્હેનની પાછળના પાટીએ બેસેલ એક ભાઇએ બીડી ચેતાવી. બીડીની ધૂણીના ગોટા મીલના ભૂંગળાની માફક અમારી તરફ આવવા લાગ્યા. ધૂણી સહન ન થવાથી તે બ્હેને મુખે ડુચો રાખ્યો; ને મનમાં પેલા બીડી પીનારને ગાળો ભાંઠવા લાગ્યાં. તે બીડી પીનારનો વાંક નહોતો, પવનજ તેવો હતો જેથી ધૂણી અમારા તરફ આવતી હતી. બ્હેનનો મિજાજ ગયો ને તેમણે પેલા ભાઇને ખુલ્લી રીતે ગાળો ભાંડવા માંડી.

વિનતીથી ઝઘડો શાંત પડયો. આ બ્હેન યાત્રાએ જતાં હતાં. કપડવણજથી નડીઆદ સુધી આવતાં તે કંટાળી ગયાં હતાં. હવે કયારે અમદાવાદ આવે ? તેમ તલ્પી રહ્યાં હતાં.

જે દોઢ કલાકમાં કંટાળી ગયાં તે યાત્રામાં દોઢ માસ કેવી રીતે પસાર કરશે તેવું મારા મનમાં થયું. તેમની વાતવાતમાં બધું જણાઈ આવ્યું, એ યાત્રા નહોતી પરંતુ ખાલી યાત્રાને નિમિત્તે સહેલગાહ હતી.

આપણાં વૃદ્ધો જે યાત્રા કરતા તે જુદી ને આપણે આજે જે યાત્રા કરીએ છીએ તે જુદી. પ્રથમની યાત્રાઓમાં તીર્થસ્થાનો ફરતાં ફરતાં વર્ષોનાં વર્ષો નીકળી જતાં. રેલ્વેટ્રેનના અભાવે ગાડાં કે પગ રસ્તે યાત્રાઓ થતી. માઈનું નામસ્મરણ ને ભક્તિ રસ્તામાં આપોઆપજ

થતી, કુદરતી લીલા નિહાળાતી. આજે તે બધું જતું રહ્યું ને હવે તો રેલ્વેટ્રેન મારફતે ફરતાં યાત્રાને બદલે સહેલગાહ થઈ ગઇ. તેમાંય વળી ઘણા યાત્રિકોના વર્તનમાં સદ્વર્તન ઘણું ઓછું આજે જોવામાં આવે છે.

જ્યારે યાત્રા કઠીન હતી ત્યારે તેની કીંમત હતી, તેનો ભાવ હતો, તેમાં માઇનો સાથ હતો. આજે તો આપણાં માઈનાં સ્થળોમાં જ્યાં ત્યાં ટોળાબંધ સંઘો યાત્રાએ જાય છે, પરંતુ સેંકડે પાંચ માણસો તેમાં ભાગ્યેજ યાત્રાના ભાવથી કે માના દર્શનના ભાવથી જતા હશે !

જેટલી યાત્રા સહેલી થઇ તેટલી આપણી મનોભાવના મેલી થઇ. યાત્રામાં પડતાં કષ્ટો ને તે પ્રસંગે હૃદયના ઉંડાણેથી થતો માઈ નામનો ઉચ્ચાર, જે અવાજોના પડઘા ડુંગરો ને વૃક્ષોમાં અથડાઈ આપણા કર્ણપટે પાછા પછડાતા ને કુદરતનું ભાન કરાવતા તે યાત્રા આજે ક્યાં છે?

આપણી આજની યાત્રા એટલે કરેલાં પાપકર્મો પર યાત્રાના નામની સફેદ ચાદર બીછાવવી. આજની યાત્રા એટલે પાપકર્મો કરવાનું એક રહેઠાણ! આજની યાત્રા એટલે શું! તેમાં કંઇ કહેવાનુંજ નથી રહેતું!

આવી યાત્રાઓ કરનારા કરતાં તો ઘેર બેસીને માઇ-ભજન કરનારા તો શું પણ ન કરતા હોય તે પણ હજાર દરજ્જે સારા.

યાત્રામાં આપણે સારૂં જોઇ શકીએ છીએ પરંતુ તેના કરતાં ખોટું વધારે જોવાય છે. જો કે આપણે યાત્રામાં સારૂં ખોટું જોવાની દૃષ્ટિ ન રાખવી જોઇએ, આપણે તો આપણી માઈ સાથેજ કામ રહ્યું.

યાત્રાનો આનંદ અવર્ણનીય હોય છે, પરંતુ આજે તે ક્યાં છે?

તેવો આનંદ લૂંટનારાઓને ઉલટા કેટલાક વિઘ્ન કરનારા પણ હોય છે તેવો આ દાસનો જાતિ અનુભવ છે.



## (૩૪) ખૂટતો ખજાનો

ચોમાસાની ઋતુ હતી, ઘર પરનાં નળીયાં વાંદરાંએ ભાગી નાખ્યાં હતાં ને ધોધમાર વરસાદથી આખું મકાન ઠેકાણે ઠેકાણે ચૂઇને રેલમછેલ થઇ રહ્યું હતું. કેટલાક સ્થળે મેડા ઉપર તો ઘાસ પણ ઉગ્યું હતું.

આવા પ્રસંગમાં એક ગામથી એક ભાઇ દર્શન માટે આવ્યા. તેમણે પોતાની ગરીબી જણાવી. મને તેમની પરિસ્થિતિ માટે દયા ઉપજી. માને પ્રાર્થના કરી, પરંતુ માની વાણી ઉલટી સંભળાઈ.

આવેલ ભાઇ શ્રીમંત હતા પરંતુ લક્ષ્મીની વૃદ્ધિ ચાહતા હતા. તે દર્શન કરવા નહોતા આવ્યા, પરંતુ બહાર માની કીર્તિ સાંભળી કોઇ ગુપ્ત યંત્ર લેવા આવ્યા હતા.

તે ભાઇના હૃદયની ગુપ્તવાત જણાવતાં જરા તે ગળગળા બન્યા. પરંતુ યંત્ર માટેની તેમની હઠ ન ગઇ.

"ભાઈ! જો મા અમને તેવા યંત્રો આપતી હોય ને તેનાથી લક્ષ્મી મળતી હોય તો, આપ જે મેડા પર બેઠા છો, તે કેવું સ્થળ છે? તે તો નજરે નિહાળો છોને? બેસવાની જરાયે જગ્યા છે? આવી ગરીબાઇ વેઠીએ છીએ તે શા માટે વેઠીએ? કૃપા કરી આપ સીધાવો. અહીં તેવા લક્ષ્મીના યંત્રો મળતા નથી, અહીં તો ગરીબાઈના યંત્રો મળે છે."

તે ભાઈ જમ્યા વિના ચાલ્યા ગયા, જેવી માની ઈચ્છા!

શ્રીમંતો જેમ પોતાની તીજોરીને તાળુ વાસી રાખે તેમ ભકતજનોને પણ ભજનરૂપી ખજાનાની એટલીજ કાળજી રાખવી પડે છે. કારણ કે આજે જે ને તે એ ખજાનો લૂંટવા ઉલટી રહ્યું છે. ભકતો જેમ જેમ ભકિત ખજાનો વધારતા જાય છે તેમ તેમ દુનિયા તરફથી તેમને વધુ કનડગત થતી જાય છે, આજે આપણે ઠેકાણે ઠેકાણે તેવા લક્ષ્મીના યંત્રો આપનારા ઘણાને જોઇએ છીએ, પરંતુ ખરી રીતે જોતાં તો એઓમાં કોઇ સિદ્ધિ નથી. કારણ તેમનો ખજાનો ભરાતા પહેલાંજ લૂંટાઇ રહ્યો હોય છે. આવા ભકતો, નથી તો કોઈ સિદ્ધિ પામી શકતા કે નથી તો માને મેળવી શકતા. તેઓ માયાજાળમાં લટકતાજ રહી જાય છે.

ભજનરૂપી ખજાનો ન વાપરતાં જે લૂખો સૂકો રોટલો મળે તે ખાઈ શરીરને ટકાવી રાખવું તે ઉત્તમ છે. જો કે આવા પ્રકારના સાધન ભજન માટે શરૂઆતમાં વિઘ્નો નડે છે, પરંતુ એક બે વર્ષ તે પ્રમાણે નિયમીત ચાલતાં માની કૃપા થાય છે. આપણે ગૃહસ્થી છીએ છતાં કોઇના ઘરનું અનાજ, કપડું ન લેતાં કેવળ ભગવતી મા જે આપે તે પર આધાર રાખી પોતાનો નિભાવ નિભાવતાં ભજનરૂપી ખજાનો સાધ્ય કરવામાં મુશ્કેલી નથી પડતી.

ગરીબાઇ તે તો માના તરફથી મળેલી એક બક્ષીસ છે. અમારા માટે વંશપરંપરાથી તેવી ગરીબાઈ ચાલતીજ આવી છે. તેથીજ માની કૃપા ને ભકિતનો ખજાનો મેળવવામાં મારાં માતપિતા સફળ થઇ શકયાં હતાં.

ટુંકમાં ભકિતખજાનો ન લૂંટાય તેટલું સાચવજો.

---

## (૩૫) ભકિતમાં નાક વિનાના રહેવું.

ચા પીવાનો કાચનો પ્યાલો હતો તેનું પકડવાનું નાળચું ભાગી ગયેલું. પત્નીશ્રી ચાનો પ્યાલો મૂકતાં ખંચાયાં. હું તે પ્યાલાના સામું જોઇ રહ્યો એટલે તે વધુ વિચારમાં પડયાં.

પ્યાલાનું નાળચું ભાગી ગયું તેનો તેમને ભય હતો, જેથી તે વિચારમાં પડેલાં. જ્યારે મને તેમાં કંઇક જાણવાનું મળતાં હું વિચારમાં પડયો હતો.

શંકાનું સમાધાન થયું. "જેમ ચાનો પ્યાલો નાક વિનાનો થયો છે, છતાં આપણે તેનો ઉપયોગ કરીએ છીએ. તેમ આપણે માની ભક્તિમાં જગતને મન નાક વિનાના થઈશું તોયે મા તો આપણો સ્વીકાર કરશેજ.

કારણ જે જગતને મન નાક વિનાના તે માને મન નાકવાળા છે. માની ભક્તિ કરતાં જગત સાથેનો વ્યવહારીક સંબંધ ઓછો સધાશે. લોકો આપણા માટે ગમે તેમ કહે તેની આપણે પરવા કરીશું તો મા આપણી પરવા નહિ કરે! આપણે માને ભજી નહિ શકીએ! ગળામાં રૂદ્રાક્ષની માળા જોતાં ને માનું ભજન કરતાં લોકો આપણને ગાંડા ગણશે પરંતુ તેથી આપણે શું?

"જગતને મન જે દિવાના, માને મન તે શાણા!"

આપણે તો જેમ ભક્તિમાર્ગમાં જગત દૃષ્ટિએ નાક વિનાનાં થઈશું તોજ પાલવશે જુઓ એક ભક્તરાજે પણ કહ્યું છે કે—

"ગણો ગુણીયલ કે ગાંડો આનંદ છે રે લોલ,
ભલે ફાવે તેમ ભાંડો આનંદ છે રે લોલ."

જુઓ મીરાંને પજવવામાં રાણાએ બાકી નહોતી રાખી છતાં તે તો નાક વિનાની બનીને વ્હાલા ગીરધરને ન ભૂલી! આપણે તેના જેટલી ભક્તિ તો કયાંથી કરી શકીએ પરંતુ તેના જેટલા નાક વિનાના થઇને રહીશું તો મા આપણો હાથ પકડીને ભક્તિ કરાવશે, એટલે કે મા આપણને ભક્તિ કરવામાં સહાયતા રૂપ થશે.

---

## (૩૬) તીખો મૂળો

એક સવારના હું કાર્યાલયમાં આવી રહ્યો હતો, રસ્તામાં એક છોકરાને મૂળો ખાતાં જોયો ને મને મન થઇ ગયું. કાર્યાલયે આવીને બેઠો ને અકસ્માત એક મૂળા વેચનાર આવી ચઢયો. મનજીભાઈની સાથે જીભબ્હેન તે સ્વાદ લેવા તલસી રહ્યાં હતાં.

મૂળો લીધો ને ખાધો. તે ઘણોજ તીખો હતો, જેથી જીભબ્હેન મનને ના કહેવા લાગ્યાં કે હવે રહેવા દે, પરંતુ તેમ રહેવા દીધે કેમ પાલવે? શેરે મૂળા આંખમાં આંસુ આવવા લાગ્યાં તોએ પૂરા કર્યા, ને તે જીભબ્હેન ખો ભૂલી ગયાં કે ફરી તેવો મૂળો ખાવાનો સ્વાદ ન કરે!

જીભનું સ્થાન મન પછી બીજું છે. તે પણ એક પ્રબલ ઇન્દ્રિય છે, તેને સાધ્ય કરવી સહેલી નથી પરંતુ અભ્યાસથી થઇ શકે છે. તે જે જે વસ્તુ માગે તેનો ત્યાગ કરવાથી તે સાધ્ય થાય છે પરંતુ કોઇક દિવસ મારી માફક સ્વાદ કરવા માગે તો તેનો પુરેપુરો સ્વાદ તેવો ચખાડવો કે તે ફરીથી તેવો સ્વાદ કરવા માટે ખો ભૂલી જાય, પણ આ માર્ગ ઉલટો છે એટલે દરેક માટે તે સાધારણ ન ગણાય.

સાધારણ માટે તો પ્રથમનો માર્ગ અનુકુળ છે. બજારમાં જવું, દરેક વસ્તુઓ જોવી, ને જીભમાં પાણી આવે છતાંએ તે વસ્તુઓ ન ખરીદવી. આમ કરવાથી

એટલે કે તેનો ત્યાગ કરવાનો અભ્યાસ પાડવાથી તે સાધ્ય થાય છે.

માછલું જીભસ્વાદને લીધે પોતાનો પ્રાણ ગુમાવે છે. માછીઓ લોઢાના આંકડે લોટનો ગલ લગાવી તે નદીમાં નાખે છે ને માછલું તે ગલ ખાવા આવતાં બીચારૂં પોતાનો પ્રાણ ગુમાવે છે.

એટલે કે જીહ્વાસ્વાદ પણ આપણને ભજન-સાધનમાં વિઘ્નકર્તા છે. વિશ્વામિત્ર જેવા તપસ્વીને મેનકાએ ઝાડના પાંદડાં પર મીઠો રસ ચોટાડયો ને તેમાં તે જીભ લલચાઈ. છેવટે ખાવાના મીષ્ટ પદાર્થો પીરસાયા ને અંતે બધા વર્ષની તપશ્ચર્યા ઘડીવારમાં ધૂળ થઇ ગઈ. જ્યાં તેવા તપસ્વીઓ એક શરૂઆતના જીહ્વાસ્વાદને લીધે પટકાયા તો પછી આપણી શી ગુંજાશ!

બીજું તે મૂળા પરથી આપણને માની બીજી વાણી સંભળાય છે. જેમ મૂળો તીખો છે, છતાં જીભના સ્વાદને લીધે ખાધો. તેમ આ સંસારના મોજશોખ, રંગરાગ, માયા, મોહ તે બધા તીખાજ છે; પરંતુ સ્વાદની ખાતર તેમાં લુબ્ધ બનીને આપણે તે બધું ભોગવીએ છીએ. તીખું છે તે જાણવા છતાંએ બધું ભોગવીએ છીએ ને જે સદાએ મીઠું છે તેવું માનું ભજન કરતા નથી તે આપણી ઓછી સ્વાદની ખુમારી ને ખૂબી છે!

મૂળો તીખો પરંતુ તેની સાથે સબરસ મીઠું ભેળવીને

ખાધો હોય તો ઓછો તીખો લાગે. આવી રીતે માએ આપેલ આ સંસારમાં રહીને બધા સ્વાદો–એટલે કે બધા વૈભવો ભોગવીએ પરંતુ માના નામસ્મરણ રૂપી મીઠું સાથે વાપરીએ તો તે સંસારના પદાર્થો તીખા નહિ લાગે એટલે કે આપણે તે માયા–મોહમાં સદા માટે તરબોળ થઇને નહિ રહીએ. આપણે તેને નહિ વળગી રહીએ એટલું તો ચોક્કસજ છે.



## (૩૭) વધુ કરતાં થોડું ન ભૂલો

મારાં પત્નીશ્રી સૌથી પ્રથમ માત્ર માના નામનો સવારમાં ઘીનો દીવો કરી પાંચ મિનીટ પ્રાર્થના કરતાં હતાં. માની કૃપા ઉતરતાં તેઓ ધીમે ધીમે આગળ વધ્યાં ને માની પૂજાની સાથે ધ્યાન ભજન પણ વિશેષ પ્રમાણમાં કરવા લાગ્યાં.

સૌથી પહેલાં તે દીવો કર્યા વિના ચા કે પાણી કંઇ પણ લેતાં નહોતાં. આ નિયમ રજસ્વલાના ચાર પાંચ દિવસ સુધી બંધ રહેતો, પરંતુ તે પોતાનો દીવો ઘરનાં બીજાં પાસે કરાવી પછી ચા પીતાં.

તે વધુ પૂજા–ધ્યાન કરતાં થયાં જેથી માએ નિયમની કસોટી આદરી. રજસ્વાલાના દિવસોમાં તેમના કહ્યા બાદ તેમના તરફનો દીવો થતો. એક પ્રસંગે તે ચોથા દિવસે કહેવાનું ભૂલી ગયાં. માની આરતી વિગેરે સવારની થઇ

ગઈ પરંતુ પેલો માનો દીવો ભૂલી ગયાં, જમી પણ લેવાયું ને રાત્રે સંધ્યાકાળે દીવો યાદ આવ્યો !

ટુંકમાં થોડું કરતાં એટલે કે પ્રથમનો જે થોડો નિયમ હોય તેમાંથી આગળ વધીએ પછી પ્રથમનો થોડો નિયમ કારણુસર ભૂલી જઇએ ને બધુંએ મૂકી દઇએ તેના કરતાં થોડું કરવું પરંતુ કાળજીપૂર્વક કરવું તે વધુ સારૂં છે.

આપણને જેમ ખાવાપીવાનું યાદ આવે છે ને તે ભૂલી નથી જવાતું તેમ આપણું નિત્યકર્મ પણ આપણા નિત્યના ખોરાકની માફક માનીનેજ કરવું જોઇએ. ભૂખ લાગતાં ખાવાનું સૂઝે છે તેમ આપણા મનને માટે માની નિત્યપૂજા કે આપણું નિત્યકર્મ એક ખોરાક રૂપેજ બનાવી દેવું કે જેથી તે ન કરવામાં આવે તો મનને ચેન પડેજ નહિ.

આજેય તેવા ઘણા માઇપ્રેમીઓ છે કે, જ્યાંસુધી પોતાનું નિત્યકર્મ કે માની પૂજા વિગેરે કરવામાં ન આવ્યું હોય ત્યાંસુધી તેમને કોઇપણ પ્રકારનો આનંદ લાગેજ નહિ. માંદગીમાં હોય છતાં પણ પથારીમાં પડે પડે માનું ભજન કીર્તન કર્યા વિના તો જરાએ શાંતિ લાગે નહિ.

આવો અભ્યાસ પડી ગયેલા માટે એટલું ચોક્કસ માનજો કે, ગમે તેવા દુરવ્યસનીને તમે તેનું વ્યસન છોડાવી શકશો, પરંતુ ટેકવાળા, નિયમીત ધ્યાન-ભજન કરનારનું સત્કર્મ છોડાવી નહિ શકો.

ઉપર જણાવ્યા પ્રમાણેનું જેનું મન અભ્યાસથી ઘડાયું હોય તે ધન્યવાદને પાત્ર છે; પરંતુ જેઓ થોડામાંથી આગળ વધ્યા છે. ને આગળ વધ્યા પછી કંટાળીને અગર તો એક યંત્રની પેઠે આગળ વધેલા હશે તો તે કોઇ પ્રસંગે પ્રથમનું થોડું કર્મ કરવાનું ભૂલીજ જશે. માટેજ કહેવાનું કે વધુ કરવા જતાં થોડું ન ભૂલો.

## (૩૮) સાવરણી

પત્નીશ્રી રાત્રે સૂતાં પહેલાં સાવરણીને બરાબર ઠેકાણે મૂકી દે. કારણ કે સવારના પહોરમાં તેને જોવી ન પડે. જો તે જોવાય તો આખો દિવસ ખરાબ જાય એટલે કે અપશુકન થાય.

શુકનાવળીના નિયમ પ્રમાણે જો કે તે બરાબર છે, પરંતુ મને એક દિવસ વિચાર આવ્યો ને કહી નાખ્યું કે "તમે તેને બીચારીને શા માટે સંતાડી દો છો ? જે તમારા ઘરનો કચરો કાઢે છે, જેના વિના સવારમાં ચાલતું નથી તેણે એવો કયો ગુન્હો કર્યો કે તેને સંતાડવાનો વખત આવે ?

અચાનક તેનાં દર્શન થઇ જાય તો તે અપશુકન બાકી આપણે વળી શુકન ને અપશુકન શા ?

આપણા અજ્ઞાનને દૂર કરનાર માની ભકિત છે; તેને જ્યારે સાવરણીની માફક સંતાડી રાખો ત્યારે ખરૂં. ભકિત-ભજન તીજોરીમાં મૂકીએ ત્યારે ખરૂં !

એ સાવરણી ઘરનો કચરો કાઢે છે તેમ માનું ભજન આપણા મનનો કચરો કાઢે છે. ભજન, માને માર્ગે જવામાં, માને મેળવવામાં શુકનિયાળ–સારૂં છે તેમ આપણે સાવરણી માટે માનો પછી તેને સંતાડવાનો વખત નહિ આવે.

વળી માનાં દર્શન કરવા નીચે મંદિરમાં જતા પહેલાં પથારીમાં બેસીનેજ હૃદયમાં પ્રથમ માનાં દર્શન કરી લેઇએ ને પછીથી બીજી વસ્તુઓ જે જોવામાં આવે તેમાં આપણને વાંધો નથી. એ બિચારી સાવરણી તમારી જાતીની એટલે નારી જાતીની છે, એટલે પુરૂષો કરતાં સ્ત્રીઓમાં ઇર્ષા વધુ રહે છે તેનો દાખલો તમો આપતાં હશો ?

બીજું આખા દિવસમાં કંઇ માઠું ન બને તેની કાળજી રાખીએ છીએ. તો પછી સારૂં થવાની કાળજી કેમ ન રાખવી જોઇએ ? દિવસ સારો કે ખોટો જે જવાનો છે તે માની ઇચ્છા મુજબ જવાનો છે. તેવા દિવસો ચાલ્યા જતાં આખું આયુષ્ય સારા ખોટાની શોધમાં ને શુકન અપશુકન માટે ચાલ્યું જશે.

સાવરણીને સંતાડવા કરતાં મનમાં ઉપજતી વિચિત્ર ભાવનાઓ કે જે આપણને માને માર્ગે જવામાં ને માની ભકિત કરવામાં હાની રૂપ છે તેને પ્રથમ સંતાડવી જોઇએ. જેમ સાવરણી તેના પીંછાથી કચરો દૂર કરે છે તેમ મલીન ભાવનાઓને દાબતાં સદ્‌ભાવનાઓ ઉત્પન્ન થશે ને મનનો બધો મલીન કચરો તો તે પહેલાં આપોઆપ નીકળી જશે.

---

## (૩૯) વીંટીનો મોહ

સ્ત્રીઓને શણગારનો મોહ હોય છે. પોતાના કરતાં પોતાના બાલબચ્ચાંને પહેરાવવાનો મોહ તેમને વિશેષ રહે છે ને તેથી તે ઘડીભર માટે આનંદ માને છે.

ચી. ભગવતીપ્રસાદના જન્મ બાદ એક મીત્રે ભગવતી-પ્રસાદને વીંટી ભેટ આપી. તેની માતા ગાંડીઘેલી બની ગઈ. બાળકને આંગળીએ પહેરાવી આનંદ માનવા લાગી.

માની કેવી માયાવી લીલા છે? માતાનો પુત્ર પ્રત્યેનો પ્રેમ શું આવી રીતે વહ્યા કરશે? એ વીંટી જે શોભા આપી રહી છે તેજ વીંટી પ્રસંગે ઓભા એટલે કે મુશ્કેલી ઉભી કરનાર થશે તેની શી ખબર!

બે વર્ષ વીતી ગયાં. બીજી કંઇ જણુસ ન હોવાથી વારંવાર તે વીંટી ભગવતીપ્રસાદને પહેરાવતાં ને આનંદ માનતાં.

એક પ્રસંગે 'શકિત' માસિક બીડવા માટે પોસ્ટ સ્ટેમ્પના પૈસા ન મળે. અચાનક મારાં એક સગાં બ્હેન આવેલાં ને વીસ રૂપીઆ ઘેર મારાં પત્નીને રાખી મૂકવા આપતા ગયાં. તે રકમ પોસ્ટ સ્ટેમ્પ માટે વપરાઈ ગઇ. થોડા દિવસ બાદ બ્હેન આવ્યાં ને પૈસાની માગણી કરી, પરંતુ મારી પાસે હતા નહિ ને તેમને તુરતજ જોઇતા હતા. જેથી પત્નીએ વગર કહ્યે ચી. ભગવતીપ્રસાદની વીંટી ને તેની સાથે પોતાનો કાનનો એક કાપ કે જે જણુસ ખાતે બાકી હતો તે વેચી દીધો ને પૈસા લાવીને બ્હેનને આપી દીધા.

સાંજે હું ઘેર ગયો ને બ્હેનને પૈસા આપી દીધાની વિગત જણાવી. મને હસવું આવ્યું.

આવેલી વીંટી બે વર્ષ રહી પરંતુ સાથે સાથે વ્યાજમાં કાપ લેઈને પાછી ગઈ. જો તે વીંટી લેતાં આનંદ થયો ન હોત, અગર તો સ્વીકારી ન હોત તો આજે આવો પ્રસંગ મા ઉપસ્થિત ન કરત! ખેર જેવી માની લીલા!

બાળક ભગવતીપ્રસાદે ત્યારપછી એક દિવસ વીંટી માટે માગણી કરી, "મારી વીંટી મને પહેલાવોને."

પણ વીંટી લાવે કયાંથી?

"ભાઇ! માએ આપી હતી ને મા લેઈ ગઈ."

બાળક માની દયાથી સમજ્યો ને ફરી તેણે તે માટે માગણી ન કરી.

ટુંકમાં કોઈની વસ્તુ લેતાં જેટલો આનંદ થાય તેટલોજ આનંદ તે જતાં થવો જોઇએ. અગર તો હર્ષ કે શોક ન થાય તેવું મનને ઘડવું જોઇએ. બાળકો માટે સુસંસ્કાર અને સ્ત્રીઓ માટે સદ્‌ગુણનાજ શણગાર હોવા જોઇએ.

જે માતૃહ્રદય વીંટી પહેરાવતાં આનંદ પામ્યું હતું તે હ્રદય બાળકની આંગળીએથી વીંટી કાઢતાં કેટલું દુઃખ્યું હશે તે તો તે હ્રદય જાણે!

માના નામે બાળકોને પણ કંઈક વાપરતાં શીખવાડવાની જરૂર છે. આપણે તેને બે કે ચાર પૈસા આપ્યા હોય

તેમાંથી ગરીબને પૈસા આપવાનું તેને શીખવાડવું જોઇએ જો એ ચારે પૈસા પોતાના માટે વાપરી નાખે તો પછી આગળ જતાં તેનું હૃદય દાન પ્રત્યે ઓછું વળશે.

સંસારમાં મા રાખે તેમ રહેવું ને તેમાં આનંદ માનવો એ પણ એક તપશ્ચર્યા સમાન છે.

મુખનો ભાવ ને હૃદયનો ભાવ એક હોય તેનું નામ સત્યતા. બાકી ઘણી બ્હેનો શણગારના અભાવે અંતરમાં બળતી હોય ને બહાર પતિને તે ન જણાવા દે. ઘણી બ્હેનો ને બાળકો તો સોનાના દાગીના માટે એવી હઠ કરે છે કે પતિ ને પિતા ગમે તેવી મુશ્કેલીમાં મુકાય પરંતુ શરીર સોનાથી શણગાર્યા વિના ન રહે.

મોહના કારણે મધ્યમવર્ગના અનેક કુટુંબોમાં કાયમી કલેશ થયા કરે છે, જ્યાં કલેશ ત્યાં શાંતિ, સંપ ને શ્રી પણ નજ હોય. સંસારમાં સંતોષ એ શ્રેષ્ઠ સાધન છે. સંતોષથી સંસાર સરળ બનશે ને માઇ સાધનમાં અડચણ નહિ આવે.



# — પથરાએલાં પુષ્પો —

**પવિત્રતાનો ઉપાય**–મા સર્વ સ્થળે છે તે જાણીએ છીએ પછી આપણે જે કંઇ સારૂં કે ખોટું કામ કરીશું તે માથી અજાણ્યું નથી રહેવાનું. મા બધું જાણે છે, મા પાસેજ છે તેમ અનુભવતાં આપણાં બધાં કર્મો પવિત્રજ બનતાં જશે, તેથી આપણે પવિત્રતા સાધી શકીશું.

**મોક્ષ મેળવવાનો ઉપાય**–માના રચેલા જગતમાં પ્રાણી માત્રની નિષ્કામ ભાવે સેવા કરવી. જેથી મા પ્રસન્ન થઇ મોક્ષ આપે છે.

**ભકિતનો સમય**–વૃદ્ધાવસ્થામાં ભકિત કરવાની આશા છોડી દેજો. યુવાવસ્થાજ ભકિત માટે યોગ્ય સમય છે. વૃદ્ધાવસ્થામાં ભકિત કરવી તે તો જીવનનું એક ઉચ્છીષ્ટ આપણે માને અર્પીએ છીએ.

**લૌકિક મનોકામના**–સાચા હૃદયથી ભકિત કરનારની લૌકિક મનોકામના પણ મા પૂર્ણ કરે છે.

**સાધન**–મનને પ્રેમથી વશ કરવું ને જીભને સ્વાદના ત્યાગથી કાબુમાં રાખવી એ સહજ સાધન છે.

**પ્રેમભકિત**–માનું નામ લેતાં આંખમાંથી અશ્રુની ધારા ન નીકળે તો માનો કે હજુ ભકિતમાં પગ મુકી નથી શકયા.

**તાજીવાણી**–ભકતોના હૃદયની વાણી જ્યારે જ્યારે વાંચો કે સાંભળો ત્યારે ત્યારે હંમેશાં પ્રિય લાગે છે. કારણ કે તે વાણી માએ સાંભળેલી હોય છે એટલે તે તાજીજ લાગે છે.

**મનુષ્ય અને પશુ** બીજાનું દુઃખ જોતાં આપણા હૃદયમાં દુઃખ ન થાય તો આપણા અને પશુમાં ફેર શો ?

**માને ઓળખામણા**–જ્યારે આપણી પુજ્યતા આપણી આંખો જોવા તલસે, જ્યારે આપણી કીર્તિ આપણા કાનને સાંભળવી પ્રિય લાગે તથા જ્યારે આપણા હૃદયમાં એમ થાય કે, હું કંઇક

છું' ત્યારે માનવું કે આપણે માને માર્ગે ચઢવાને બદલે પછડાયા છીએ ને માને આપણે અળખામણા છીએ.

**માને વહાલા**–આપણી વડાઇ છૂપાવીએ, આપણે જ્ઞાની હોવા છતાં તેનું અભિમાન ન રાખીએ, આપણે આપણું મહત્વ ભૂલી જઈએ ને ગાંડપણ જેવું જગતને લાગે ત્યારે માનવું કે આપણે માને હવે વ્હાલા લાગવાના.

**પરમપ્રેમનું સ્થાન**–ભકતના પરમપ્રેમનું સ્થાન કેવળ મા ભગવતીજ છે અને ભગવતીનું પરમપ્રેમનું સ્થાન બાળક–ભકતજ છે. આ પ્રમાણે મા–બાળકનો પ્રેમ પરસ્પર છે. બાળકને મા વિના અને માને બાળક વિના ઘડીભર ચાલવાનું નથી.

**પ્રતિમા**–મા સ્પષ્ટ કહે છે કે, "ભકત મને જે ભાવે ભજે છે તે ભાવે હું તેને મળું છું. હું જે છું તે મારી પ્રતિમા છે. પ્રતિમાનો ભેદ જોવા મહેનત કરવાની જરૂર નથી, કલિયુગમાં પ્રતિમા–મૂર્તિની પૂજા એજ સૌથી શ્રેષ્ઠ સાધન છે. ભકતને તેમાં મારાં દર્શન થાય છે ને અભકત મૂર્તિને પથ્થર નિહાળે છે."

**પ્રાર્થના કયારે ફળે ?**–બીજાના માટે માઇ પાસે પ્રાર્થના કરવામાં જો તે મનુષ્યે મનના ખરાબ વિચારો કાઢી નાખ્યા હશે તથા તેણે માઇનો આશ્રય લીધો હશે તોજ તેના સંબંધમાં કરેલી પ્રાર્થના સફળ થશે

**હૃદયનું મૃત્યુ કયું ?**–સંસારમાં આસકિત તે હૃદયનું મૃત્યુ છે. જેનું હૃદય મૃત્યુ પામ્યું છે તે માને શું મેળવવાનો છે?

**માની કૃપા કેમ ઓળખાય ?**–આપણા પર માની કૃપાની શરૂઆત થઇ છે તે તુરત જણાય છે. કારણ કે જેના પર મા કૃપા કરે છે તેને સૌથી પહેલાં તો અભાવઅનું મહા દુઃખ મોકલે છે. જ્યારે તેવું દુઃખ પડે ત્યારે સમજો કે માની કૃપા ઉતરી રહી છે.

**નિંદ્રાનો ઉપાય?**–રાત્રે જ્યારે નિંદ્રા આવતી ન હોય ત્યારે માઇએ તમારા પર વરસાવેલા આશીર્વાદોને એક પછી એક યાદ કરીને ગણવા મંડી પડો. તે એટલા બધા યાદ આવશે કે, પૂરા ગણી નહિ રહો તે પહેલાંજ તમે ઉંઘી જશો.

**શિષ્ય કયારે બનાય?**–આજકાલ સર્વ કોઇ સાંસારિક ઇચ્છાઓ પાર પાડવા માટેજ જેના તેના શિષ્ય થાય છે, પરંતુ ખરા શિષ્ય તો ત્યારે થવાય કે જ્યારે બધી ઇચ્છાઓ તથા વાસનાઓનો નાશ થઇ જાય, ને પછી માનો પાલવ પકડે. જો પોતાની મેળે ઇચ્છાઓનો નાશ કરવામાં અસમર્થ થવાય, તો ગુરૂ કે માને વિનવી પહેલાં સાંસારિક વાસનાઓનો નાશ કરાવો પછી શિષ્ય બનો.

**આસન**–દર્ભના આસને બેસી માનું ધ્યાન–ભજન કરતાં જે શાંતિ મેળવીશું તેટલી ચાંદીના પાટલે કે ઉંચી મખમલની ગાદીએ બેસીને ભજન કરવામાં શાંતિ નહિ મળે.

**તપસ્વી**–પાણીમાં વહાણ તરે છે, પરંતુ વહાણમાં પાણી ભરાતાં તે ડૂબી જાય છે આવી રીતે આપણે સંસારના મહાજળમાં રહી શકીએ પરંતુ તે મહાજળ આપણામાં ન ભરાય તેટલું સાચવવાનું. આવી રીતે રહેનારને મહાન તપસ્વીજ માનો.

**ઓળખાણ**–માનો ભક્ત હશે તેજ માના ભક્તોને ઓળખી શકશે. ચોર, ચોરને ઓળખી શકે છે, શાહુકાર શાહુકારને ઓળખી શકે છે તેમ માના બાલકો માટે છે.

**મસ્તી**–પિતા કરતાં માતા પાસે પ્રાર્થના કરવાની વિશેષ સગવડ છે માટેજ માના બાળકો માનું નામ લેતાંજ મદમસ્ત બની જાય છે.

**બળ**–મા પાસે ધાવણા બાલકની માફક અશ્રુપાત કરવો એજ ભક્તનું બળ છે.



ભગવતી ભક્તિરસનું અતિ ઉપયોગી વાંચન અર્પતી

વર્ષ-૫ **શક્તિ "ગ્રંથમાળા"** વા. લ. રૂ ૧)

:: ચાલુ પાંચમા વર્ષનાં ચાર પુસ્તકો ::

પ્રથમ પુસ્તક- **માનો મહિમા** ભાગ ૩ જો

૬૧ કાવ્યો તથા સપ્તશ્લોકી દુર્ગાપાઠ, શ્રી અન્નપૂર્ણા સ્તોત્ર ને મનનીય પ્રાર્થના વિગેરે સાથે.

છૂટક મૂલ્ય ૦-૪-૦ પો. ખ. ૦-૧-૦ જુદું

બીજું પુસ્તક- **ભગવતી ભક્તનારી**

જેમાં ભક્તબ્હેનોનાં ભક્તિમય જીવનચરિત્રો છે.

છૂટક મૂલ્ય ૦-૬-૦ પો. ખ. ૦-૨-૦ જુદું

ત્રીજું પુસ્તક- **માઈ પત્રાવળી**

માઈભક્તિ સંબંધી વિધવિધ વિષયોને છણતા અનેક માનનીય પત્રો.

છૂટક મૂલ્ય ૦-૨-૦ પો. ખ. ૦-૧-૦ જુદું.

ચોથુ પુસ્તક- **માની વાણી યાને ઉપદેશામૃત**

**માની કૃપાથી માઈપ્રેમીઓને માનીવાણી સાંભળવાની અમુલ્ય તક સાંપડે છે.**

છૂટક મૂલ્ય ૦-૬-૦ પો. ખ. ૦-૨-૦ જુદું.

ગ્રંથમાળાના ગ્રાહક થનારને રૂ. ૧) માં આ ચારે પુસ્તક ઘેર બેઠાં મળશે.

**લખો:-શ્રી શક્તિ સાહિત્ય મંદિર સ્ટેશનરોડ, નડિઆદ**

